૯૭૨

# कृपणशा अने प्रपंचीद्विज.

રચનાર.

ભટ કાનજી માધવજી. રંધોળા.

સુધારી છપાવનાર.

ત્રવાડી આત્મારામ નારણજી,

ભાવનગર.



અમદાવાદ મધ્યે.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રી૦ એન્ડ જ૦

એ૦ કં૦ "લિમિટેડ" ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૩૮. સને ૧૮૮૨.

કિંમત ૩ આના.

# कृपणशा अने प्रपंचीद्विज.

રચનાર.

ભટ કાનજી માધવજી. રંધોળા.

સુધારી છપાવનાર.

ત્રવાડી આત્મારામ નારણજી,

ભાવનગર.



અમદાવાદ મધ્યે.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીં૦ એન્ડ જ૦
એ૦ કં૦ "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૩૮. સને ૧૮૮૨.

કિંમત ૩ આના.

# कृपणशा अने प्रपंची द्विज.

### પાત્ર.

કૃપણશા .. ... ... ... એક લોભી વાણીઓ.
ભોળીબાઈ ... .. . ... ... તેની સ્ત્રિ.
શામજી .. ... ... ... તેનો દીકરો.
પ્રપંચીદ્વિજ ... ... .. ... એક બ્રાહ્મણ.
ભટાણી ... ... ... .. તેનો સ્ત્રિ.
લાડુભટ ... ... ... ... તેનો દિકરો.
બાદરખાં ... ... . . ... એક સિપાઇ.

મોદકાનંદ
ખુડથલભટ
ખોખભોપંડ્યો
ભુક્તાનંદ
... ... ... પ્રપંચી દ્વિજના સાતિલા.

દુકાનદાર, બીજા બ્રાહ્મણો અને વાણીઆઓ વિગરે.

# कृपणशा अने प्रपंची द्विज.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—કૃપણશાનું ઘર.

કૃપણશા, ભોળીબાઈ, પ્રપંચીદ્વિજ અને શામજી.

ભોળીબાઇ—પ્રાણનાથ, આજે આપણા ઘરમાં બીલકુલ જુવાર નથી અને બીજું કશું અનાજ પણ નથી. આજ રાત્રે વાળુ વાસ્તે ઘેંશ રાંધવી જોઇએ તે છે નહીં. ત્યારે હવે શી રીતે કરવું ?

કૃપણશા.—આજનો દહાડો વાળુ વિના ચલાવી લઇએ, કારણ કે આજે મને બીલકુલ નવરાશ નથી. કાલે હું જુવાર લેતો આવીશ. તેના રોટલા કરી આપણે કાલે ખાશું. કદાપી એક ટંક જમ્યા વિના ચલાવી લઇએ તો કયાં મરી જઇએછીએ ?

ભોળીબાઇ—નવરાશ ન હોય તો આપણા પડોસમાં પેલા ધર્મચંદ શેઠની દુકાન છે ત્યાંથી ચોખા લાવોને રાંધુ તો કેમ વારૂ ?

કૃપણશા—અરે રાંડ. ચોખા ખાઇને કયાં રહીએ ? આપણે તો સારા પ્રતાપ જુવાર માતડીના. એક ટંક ખાધા વિના ચલાવીએ છીએ અને પૈસા બચાવ્યાનું કરી-

એઢીએ ત્યારે ઉલટા ચોખામાં ચારગણા પૈસા ખર્ચવા ઉભી થાયછે. તારી જેવો તે કોઈ મૂર્ખી હોય ? એમ કહેતી નથી કે આજનો દિવસ ખાધા વિના ચલાવી લેઇશું.

ભોળીબાઈ—સર્વ શકિતમાન પરમેશ્વરે આપણા ઉપર દયા લાવી ઘણી લક્ષ્મિ આપી છે, વળી તમે અહિંના રા. જ્ય મોદીખાનાના ઉપરી છો. જેથી દરમાસ પગારની સારી રકમ મળે છે. તો પણ તમે ખાવા, પીવા અને પેહેરવાની બાબતમાં કંજુસાઇ વાપરો છો. ધાંચીના સરખાં મેલાં લુગડાં, પગમાં પેહેરવાના જોડા રાખવાનું નેમ, ખોરી જુ- વાર શિવાય બીજા અનાજનાં તો સ્વપ્નમાં પણ દર્શન નહી. જુવારના ભેડકામાં ખોરા તેલનું ટીપુ નાંખવું. અરેરે ! આ દ્રવ્યથી તો નિર્ધન સારાં.

કૃપણશા—ત્યારે હવે નિર્ધનને પરણો. રાંડને એક દીવસ ભુખી રેહેવું પડેછે, તેટલામાં કેટલું કરેછે ? આ જોતાં તો જણાય છે કે કદાપી દુકાળ પડ્યો હોય તો મને આખો ને આખો ખાઇ જાય. અરે રાંડ. તુંજ ભાગ્યશાળી કે તને જુવાર ખાવા મળે છે, પણ જે જુવાર વિનાનાં ગયાં છે તે હજુ આવ્યાં નથી. કરકસર કરીને પૈસો બચાવ્યો હોય તો કોઈ દિવસ કામમાં આવે, એ તુ મુર્ખી શું સમજે ?

ભાળીબાઈ—આ કાંઇ કરકસર કહેવાય નહિ પણ લોભ કહેવાય. કરકસર કેનું નામ કે, જોઇતી ચીજો લેવી. વગર કામની ચિજો ખરીદ કરી નાહક નાણાં ખરચવાં નહિં પણ તમે

તો લોભને વશ હોવાથી "ચમડી જાય પણ દમડી જાનેવાલી નહિં" એવું કરો છો. તમે તો ખરેખરા લોભીઆજ છો. અરેરે! આ પૈસાનો પોટલો કયાં લઈ જવાનો છે?

કૃપણશા—રાંડ લુચ્ચી. તારે સઘળું ઉડાવી દેવું છે પણ હું જ્યાં સુધી બેઠો છું ત્યાં સુધી જુવારનું બેડકું અને ખોરા તેલના ટીપા વિના ખાવા મળવાનું નથી.

(પ્રપંચી દ્વિજ પ્રવેશ કરેછે)

**પ્રપંચીદ્વિજ**—દયા પ્રભુની, નારાયણ હરિ, ધર્મો જે.

**ભોળીબાઈ**—ઘરમાં જુવાર લાવવાનાતો સાંસાછે અને તને તે ક્યાંથી આપશે? લોભીઆને ઘેર લક્ષ્મિ કશા કામના નથી. કહ્યું છેકે.

ઇંદ્રિ વિજય છંદ.

લોભ તણો નહિં થોભ જહાં સુખ મોભ ખરેખર લોભથી ભાગે,
અંતરમાં અધિકો ભડકો તડકો તનમાં અતિશે ઉર લાગે;
કલેશ વધે કુળમાં મુળમાં શુળ રૂપ સદા ગણીને સહુ ત્યાગે,
આખર થાયજ ભાખર ચોર ખરેખર રે! મુઢ ભીખતું માગે.

---

**પ્રપંચીદ્વિજ**—ધર્માત્મા હશે તે આપશે. બાઈ, અમારૂં કાંઈ જોર છે? આપે તેની જે થાઓ અને ન આપે તેના પણ જે થાઓ.

**કૃપણશા**—અમે તો જૈનમત વાળા છીએ તેથી બ્રાહ્મણ ઉપર અમારી આસ્થા થોડી. એ રાંડનો તો દિવસ ફર્યો છે જે આડી આડી ભાખેછે.

પ્રપંચીદ્વિજ—ત્યારે તો આપ જાણતા હશો. અરે! શું કરીએ શેઠજી. હાલ અમારો વખત નથી. ભોજ, વિક્રમ અને સિદ્ધરાજ સરખા ધર્માત્માઓ જ્યારથી સ્વર્ગ નિવાસી થયાછે ત્યારથીજ અમારા સુખનો સૂર્ય અસ્ત પામ્યો. કદાચી એવા ગુણ જાણ પુરૂષો આ પૃથ્વિને શોભાવતા હોત તો અમારો આ કનિષ્ટ ભિક્ષાવૃતિ કરવાનો વખત આવત નહિં. વિદ્વાનની વિદ્વત્તાનું યથાસ્થિત ચિત્ર તપાસનાર આજ કયો પુરૂષ છે? નથી આજ કોઇને બ્રાહ્મણો ઉપર ભાવકે નથી કોઇને સ્વધર્મ ઉપર આસ્થા. નથી કોઇને વિદ્વત્તાની તુલના કરવાની શક્તિ કે નથી કોઇને ધર્મોપદેશક ઉપર ખરા અંતઃકરણથી ભાવ. અમારા સરખા વિદ્વાન બ્રાહ્મણો બિચારા વિદ્યાનો અભ્યાસ કરી અંતે આ કનિષ્ટ ભિક્ષાવૃત્તિને તાબે થયાછે. શેઠજી, શું વાત કહું? ટુંકામાં એટલુંજ કહુંછું કે આજ વિદ્વાનોને માન આપી મીઠી વાણીથી બોલાવનાર પણ કોઇ રહ્યો નહિં. આ પૃથ્વિ એવા પુરૂષ વિના વાંઝણી થઇ ગઇ. લો, શેઠજી. આશિરવાદ છે.

(ચાલવા માંડેછે.)

કૃપણશા—અરે મહારાજ, તમે તો કોઇ સુપાત્ર જણાઓછો. પધારો, પધારો, મહારાજ અહિં પધારો. (પોતાના દિકરાને) અલ્યા શામજી. આ પંડિતજીને બેસવા સારૂ એક ગાદી લાવ.

શામજી—હુંતો હજુ જમ્યો નથી.

કૃપણશા—જમવાનું કોણ પુછે છે? ગાદી લાવ.

શામજી—મારી માસી માંદી હોયતો કોણ જાણે. મને ખબર નથી.

કૃપણશા—અરે મુર્ખા! ગાદી લાવ.

શામજી—શાની યાદી જોઇએ છીએ!

કૃપણશા—(બાંટો પાડીને) ગાદી લાવ. ગાદી.

શામજી—શું! ભટજીને લોટ આપું?

કૃપણશા—અરે મુર્ખા! ગાદી જોઇએ છીએ.

શામજી—ખાદીને શું કરવી છે? અંગરખાં શીવડાવવાં છે!

કૃપણશા—અરે બેહેરા. (પોતે બેઠેલા હતા તે ગાદી બતાવીને) આવી ગાદી લાવ.

શામજી—ત્યારે એમ કેહોને જે ગાદી જોઇએ છીએ. એ તો હું ક્યારનો સમજ્યો હતો.

(ગાદી લાવી આપેછે)

કૃપણશા—શું સમજ્યો હતો!

શામજી—ગા અને દી એવા બે અક્ષર કેહેતા હતા, તેમાં દી અક્ષર હું સમજ્યો હતો. માત્ર એક અક્ષર ન સમજ્યો તેમાં શું થયું!

પ્રપંચીદ્વિજ—(ગાદી ઉપર બેસતા) શામજી ભાઇની કર્ણેદ્રિ શું-યછે વારૂ?

ભોળીબાઈ—મહારાજ, બીજી સઘળી વાતનું સુખછે પણ આ છોકરો બેહેરોછે તે મહા સંકષ્ટ છે.

પ્રપંચીદ્વિજ—હમણાં થયોછે કે જન્મથી બેહેરો છે?

ભોળીબાઇ—હમણાં ચારેક માસથી થયો છે.

પ્રપંચીદ્વિજ—ખરી વાતછે. કંઈ શાસ્ત્રો ખોટાં નથી. જ્યોતિશમાં જે ગ્રહની પીડાઓ ગણાવીછે તે કંઈ ખોટી નથી.

કૃપણશા—તમે જ્યોતિશ શાસ્ત્રમાં નિપુણ હશો. કેમકે તમે હમણાંજ તે શાસ્ત્ર વિશે વાત કરીછે.

પ્રપંચીદ્વિજ—હા. અમેં બ્રાહ્મણ કહેવાઇએ. જ્યારે બ્રહ્માના પુત્રથી એ વિદ્યા અજાણી હોય ત્યારે અમે બ્રાહ્મણ શાના? વળી જ્યોતિશ શાસ્ત્રમાં અમારા વડવાઓના વારાથી અમે નિપુણ ગણાઇએ છીએ. હાલમાં અમારી અટક પણ જોશી કહેવાય છે. જો અમે એ વાતથી અજાણ્યા હોઇએતો અમને જોશી કોણ કહે ?

કૃપણશા—(મનમાં) આપણામાં કહેવત છે કે "જોશી, દોશી અને વટ માર્ગુ એ ત્રણ ફોકટીઆં" માટે આ જોશીને કંઇ પુછી શું તો એક પાઇ પણ આપવી પડશે નહિ. જો પાઇ પણ આપવી પડતી નહોય તો શામાટે ન પુછવું? "મુફતકા ચંદન ઘસબે લાલીઆ" કરવા કોણ ચુકે? (ચાસન) મહારાજ. ત્યારે આ શામજીના ગ્રહ હમણાં કેવાછે તે કહો જોઇએ.

પ્રપંચીદ્વિજ—અલઈ મેષ, નારજા વૃશ્ચક, ગોશાકુંભ, અને કાચાચા મિથુન. શામજી બાપની ગોશાકુંભ પછીની રાશ એટલે મિથુન રાશ થઈ. ત્યારે ધન, મકર, કુંભ, મિન, મેષ,

વરખ અને મિથુન. તેને આઠમો બ્રહસ્પતિ થયો. આઠમો બ્રહસ્પતિ દુઃખદાયક છે તેને જન્મનો બ્રહસ્પતિ કહે છે.

કૃપણશા—તે વિશે શ્લોક બોલી જોઇએ.

પ્રપંચીદ્વિજ—(મનમાં) વળી શ્લોક ક્યાંથી બોલીશું? શ્લોક તો કદિ નજરે જોયો નથી. પણ આ કૃપણશાને ખોટા શ્લોક બોલી ઠગવા એ મારૂં કામછે. (પ્રસિદ્ધ) ખાસ પુરાણનામના ગ્રંથમાં બ્રહસ્પતિને માટે ઘણી સારી સમજુતી મુકીછે. તેમાં લખ્યું છેકે.

## श्लोक.

शुन्य सर्वार्थ मोक्षाणां, यसै कोविद सिद्यते
तस्माकं तादपं दुःखं, महद् दुःखं ब्रहस्पति

જ્યારે જન્મનો બ્રહસ્પતિ હોય ત્યારે શરિરને વિશે, સ્ત્રિને વિશે, સંતાનને વિશે અગર ઢોરને વિશે નાના પ્રકારની વ્યાધિ ઉત્પન્ન કરે. વળી—

## श्लोक.

अपारदुःखंयदिसर्वदुःखं, नचान्यदुःखंभव
मेव दुःखं स्थळे स्थळे दुःखं करोतिपुमाम्,
दहंतिपुत्रेणसु अक्षिकायां.

ઠેકાણે ઠેકાણે અપાર દુઃખ ઉત્પન્ન થાયછે. કુટુંબમાં અથવા વાહાલાં વિશે અસહ્ય દુઃખનો બોજો આવી પડેછે. કાંતો પોતાના પ્યારા પુત્રની આંખ ફુટી જાયછે. એ શાસ્ત્રની સાક્ષી પ્રમાણે શામજી ભાઇની કર્ણેંદ્રિ શૂન્ય થઈ ગઇ છે. વળી મેષ, વરખ, મિથુન, સહિં, કંન્યા અને તોળા "तत्रैन शनिराशेण" તમારી શનિરાશ થઇ. વળી તમારે સત્તરમો બ્રહસ્પતિ થયો અને પુછડીઓ, વત્સ, બુધઆદિ તેર ગ્રહો પણ તમને લાભ કર્તા છે. પણ ઓછામાં પુરૂં પનોતિ કલઇને પાયે બેઠી છે.

કૃપણશા—કલઇને પાયે તો સારી કે નહિ?

પ્રપંચીદ્વિજ—ના. દેવતા-અગ્નિ જેમ કલઇને ઓગાળી નાંખે છે, તેમ કલઇને પાયે બેઠેલી પનોતિ માણસને દુઃખ દઈ ગાળી નાંખે છે.

કૃપણશા—અમે જૈન મતવાળા છીએ તેથી તમને કંઈ પુછીએ તો રીસ ચડશે કે નહિ.

પ્રપંચીદ્વિજ—બાજબી પુછો તેમાં રીસ શાની?

કૃપણશા—ત્યારે તમે તેર ગ્રહ કહ્યા અને કલઇનો પાયો કહ્યો, એ મેંતો કોઈ જગ્યોએ સાંભળ્યુ નથી. આતો તમારૂં અવાવરૂ પંચાંગ ઉલટું જણાય છે. હું બ્રાહ્મણોનોજ સોબતી છું પણ તમારા કહેવા પ્રમાણે કોઈ ઠેકાણેથી સાંભળ્યું નથી.

પ્રપંચીદ્વિજ—શાસ્ત્રની વાતમાં તમે જૈન મતવાળા શું જાણો? કોઈ વિદ્વાન બ્રાહ્મણને મારી પાસે લાવો અને પછી

અમે વાદવિવાદ ચલાવીએ, તેમાં કોણ જીતે છે તે તમે પછીથી જાણશો.

કૃપણશા—કદાપી તમે વિદ્વાન હશો,તો વેદ કેટલા? તે કહો.

પ્રપંચાદ્વિજ— વેદ આઠ.

કૃપણશા—કયા શાસ્ત્રમાં આઠ વેદ લખ્યા છે વારૂ?

પ્રપંચીદ્વિજ—"તરત બુદ્ધિ" એ નામના ગ્રંથમાં લખ્યુંછે;

કૃપણશા—મેતો ચાર વેદ સાંભળ્યા છે, સૌ લોકો ચાર વેદ કહે છે અને તમે આઠ કહો છો એતો કંઈ નવાઈની વાત જણાય છે.

પ્રપંચીદ્વિજ—એમાં નવાઈ શાની? ખરી વાત છે વેદ ચાર છે. પણ મેં આઠ કહ્યા તે પણ ખરા છે. કેમકે મનુષ્યજાતી છીએ તેમાં પણ પરણવાનું હોયછે. તમે પરણ્યાછો કે નહિ?

કૃપણશા—પરણ્યા તો છીએ.

પ્રપંચીદ્વિજ—ત્યારે તમે અને તમારી સ્ત્રિ મળીને કેટલાં થયાં?

કૃપણશા—બે.

પ્રપંચીદ્વિજ—તમે મનુષ્ય જાતિ બે છો, ત્યારે દેવતાઓ બે નહિ હોય?

કૃપણશા—શી રીતે?

પ્રપંચીદ્વિજ—એક વેદ અને એક વેદાણી, એ પ્રમાણે ચાર વેદ અને ચાર વેદાણી કુલ મળી આઠ થયાં કે નહિ?

કૃપણશા—ખરૂં મહારાજ, તમે તો ખચિત કોઈ વિદ્વાન જણાઓછો, હવે મારા સમજવામાં આવ્યું. આપણે મ-

નુષ્ય જાતિ પરાણીએ છીએ ત્યારે દેવતાઓ શા માટે ન પ્રસન્ન થશે! ખરી વાત. વારુ, ત્યારે બ્રહસ્પતિનું શું નિદાન કરવું ? તે કહો.

પ્રપંચીદ્વિજ—સંપત્તિ પ્રમાણે સોનાની મુર્તિ કરાવવી. કાંસાનું પાત્ર, રાતાં પુષ્પ, ચણાની દાળ, સાકર, પીળી અનતલસ વગેરે થોડો સામાન લાવવો જોઇશે અને પછી બ્રહસ્પતિના ૧૯૦૦૦ મંત્ર જપીશું. તેની દક્ષણામાં તમારી ખુશીથી જે આપશો તે લેઇશું. અમારે કાંઈ લોભ નથી. એક વખત કામ પડે ત્યારે ખબર પડે કે બ્રાહ્મણ કેવો સંતોષી છે?

કૃપણશા—ના. ના. એટલું ખર્ચ તો હમણાં થઈ શકે તેમ નથી. એતો કોઇ વખત આગળ ઉપર કરીશું. ખર્ચ મોટો કરો, એતો યોગ વિના શી રીતે બને ?

પ્રપંચીદ્વિજ—(મનમાં) સાળો ઠગાયો નહિ. પણ ફિકર નથી. હમણાં બીજા પ્રપંચની જાળમાં ફસાવું છું) (પ્રસિદ્ધ) કંઈ ફિકર નહિ, શેઠજી. યોગ આવતાં બ્રહસ્પતિના મંત્ર જપાવજો. અરે! હાલ શ્રાદ્ધ પક્ષ ચાલે છે તેથી કેટલાક યજમાનો મારે ઘેર આંટા ખાધા કરે છે; કારણ કે પિત્રને મોક્ષ મોકલવા એતો મારૂં કામ. માટે શેઠજી હવે હું રજા લઈશ. ( ચાલવા માંડે છે )

કૃપણશા—પિત્રુને મોક્ષ મોકલવા તેમાં શું કરવું જોઇએ? અમે તો કોઇ દિવસ શ્રાદ્ધ સારૂં નથી. માટે જો થોડા ખર્ચથી પિત્રુ મોક્ષ જતા હોય તો હું પણ શ્રાદ્ધને દિવસે તમે

જેમ કહો તેમ કરૂં.

પ્રપંચીદ્વિજ—(મનમાં) આ શેઠને વધારે ખર્ચ કરવાનું કહેશું તો તેને ઠીક પડવાનું નથી. માટે પ્રથમ થોડો ખર્ચ કહેવો અને પછીથી આપણું કામ કાઢી લેતાં શી વાર છે ? (પ્રસિદ્ધ) શેઠજી, શ્રાદ્ધ સરાવવામાં વધારે ખર્ચ નથી. માત્ર મને એક સિધુ આપવું પડશે.

કૃપણશા—ત્યારે તો ઠીક તમે કહો ત્યારે શ્રાધ સરાવીએ.

પ્રપંચીદ્વિજ—તમારા પિતા કઈ તારીખે ગુજરી ગયા છે વારૂ?

કૃપણશા—ચૈત્રમાસની સુદ ૮ અને ગુરૂવારે.

પ્રપંચીદ્વિજ—આવતી કાલે આઠમ છે માટે કાલે તમારા પિતાજીનું શ્રાધ સરાવીશું. તમે સવારમાં તૈયાર રેહેજો હું આવીશ.

કૃપણશા.—ત્યારે સવારમાં જરૂર પધારજો મારે માણસની તાણ છે, માટે બોલાવવા મોકલી શકાશે નહિં. તેથી તમે તમારી મેળે જલદી પધારજો. હું તૈયાર રહીશ.

પ્રપંચી દ્વીજ—બહુ સારૂં. એક પૈસાનો પુજાપો મંગાવી રાખજો. હું જવ, તલ, તુળસી અને ડાભ લેતો આવીશ. લો આશિર્વાદ છે. (જાયછે)

# પ્રવેશ બીજો.

**સ્થળ—પ્રપંચી દ્વીજનું ઘર.**

ભટાણી, પ્રપંચીદ્વિજ અને લાડુભટ.

**ભટાણી**—અરે! તમે આજ અત્યાર સુધી ક્યાં ગયા હતા? પેલા દુર્ગાપ્રસાદને ઘેરથી આપણને નોતરૂં આવ્યું છે માટે હવે તૈયારી કરો. જમવાનું હોય તોપણ જલદી આવવું નહિં, એતે કેટલું આળસ?

**લાડુભટ**—મારા બાપાને લાડુના સ્વાદની ખબર નથી. માત્ર ભિક્ષાવૃત્તિમાં કુશળ. જ્યારે મોતૈયા લાડુ જમવાના હોય ત્યારે બીજા કામની દરકાર શા માટે રાખવી જોઇએ? પેહેલી પત્રાળી રૂપીઆની ગણાય.

**પ્રપંચી દ્વીજ**—મને જમવા જવાની ખબર નહોતી અને કદાપી ખબર હોત, તોપણ આજ એક સારો ભક્ષ મળ્યો હતો તેથી ત્યાં રેહેવાની જરૂર હતી.

**ભટાણી**—એવો કોણ હૈયાફુટ્યો મળી ગયો હતો?

**પ્રપંચી દ્વિજ**—પેલો કૃપણશા. જેકે આપણા દરબારની પાસે મોદીખાનાનો ઉપરી છે, તેને ઘેર હું ગયો હતો. તેને ગ્રહ પીડા દર્શાવી છે અને આવતી કાલે સરાવવાનો ઠરાવ કર્યો છે.

**લાડુભટ**—પણ કંઈ જમવાનો ઠરાવ કર્યો છે કે નહિં! લાડુ જમ્યા વિનાનું સર્વ કાચું સમજવું.

**પ્રપંચી દ્વીજ**—આ મુર્ખાને તો માત્ર જમવાનોજ ભાવ છે.

**લાડુભટ**—મોતૈયા લાડુ જમવા મળેતો બીજી કશી દરકાર શા માટે કરવી જોઇએ ?

**ભટાણી**—જમવાની કંઈ જરૂર નથી. સિધું લેવાનો ઠરાવ કરજો. કારણ કે સિધામાં ઘી આવે તે આપણે કણકના રોટલા ઉપર ચોપડીને ખાવા થાય.

**પ્રપંચી દ્વીજ**—એજ પ્રમાણે ઠરાવ કર્યોછે. લો હવે જમવા તૈયાર થાઓ. વખત થયો જણાય છે. (સર્વ જાયછે.)

---

# પ્રવેશ ત્રીજો.

## સ્થળ—કૃપણશાનું ઘર.

કૃપણશા, ભોળીબાઈ, પ્રપંચીદ્વિજ, બાદરખાં અને શામજી.

**કૃપણશા**—અલી, સાંભળે છે કે. પેલા ભટજી મહારાજ હજુ સુધી કેમ નહિં આવ્યા હોય વારૂ ? સવારમાં આવવાનું કહેતા હતા અને અત્યાર સુધી આવ્યા નહિં. આપણને ખબર નથી કે સરાવવામાં શુંશું સામાન જોઇએ. માટે હવે તો કોઇને તેડવા મોકલીએ તો સારૂં.

(પ્રપંચી દ્વીજ પ્રવેશ કરે છે.)

**ભોળીબાઈ**—આ મહારાજ તો આવ્યા.

**કૃપણસા**—અરે ભટજી મહારાજ. અત્યાર સુધી ક્યાં ગયા હતા ! અમેતો ક્યારના તમારી રાહ જોઇએછીએ.

**પ્રપંચી દ્વિજ**—ગઈ કાલે દુર્ગાશંકરભાઇને ઘેર જમવાનું

હતું. ભાવીક યજમાને વધારે ભાવથી એકાદ લાડુ વધારે જ-માડ્યો. તેના ઘેનમાં નિદ્રા વધારે આવી ગઈ. તમે અત્યાર સુધીમાં કંઇ તૈયારી કરી હોય એવું જણાતું નથી. દસ વાગતે તો આઠમ ઉતરી જવાની છે માટે હવે ઉતાવળ રાખો. જો નવમીમાં શ્રાધ્ધ સરાવીશું તો પિતૃ મોક્ષે જશે નહિં. આટલી વાર તે હોવી જોઇએ?

કૃપણશા—અમેંતો અત્યાર સુધી તમારી રાહ જોતાં હતાં. કારણ કે સરાવવામાં શુંશું સામાન જોઇએ, તે અમને ખબર નથી. અમે જૈન મતવાળા શ્રાધ સરાવીએ નહિં. શું કરીએ? આતો ગ્રહપીડાને લીધે કરવા વિના છુટકો નહિં. "કારણે કુવામાં ઉતરવું પડે" લો, હવે શુંશું જોઇએ?

**પ્રપંચી દ્વીજ**—પરશાળમાં ચોકો કરાવો. ત્રણ પાટલા નાંખો. એક ઉપર હું વિપ્ર લાવ્યો છું તે બેસારીશું. બીજા ઉપર વૈશ્વદેવા અને પિતૃના છટ મુકાશે અને ત્રીજા ઉપર તમે નાહી પિતાંબર પેહેરી બેસો. ઘરમાં ઘીનો દિવો કરાવો. પૂષ્પ, અબિલ, ગુલાલ, ધુપ, સોપારી, પાઈ ઇત્યાદિ પાસે રાખો. અને જવ, તલ, તુળસી, અને ડાભલો હું લાવ્યો છું એટલે ચાલશે. તાકીદ રાખોતો સારૂં. (સઘળું તૈયાર કરેછે.)

કૃપણશા—લો હવે શું જોઇએ?

**પ્રપંચીદ્વિજ**— હવે કશું જોઇશે નહિં. આંખે પાણી અડકાડીને હાથ જોડી રાખો. (ભણેછે)

श्री गणाधिपतयेनमः श्री गणाधिपतयेनमः सुमुखश्चैक-दंतस्य कपिलोगजकर्णकः लांबोदराश्या विकटोरिया जन्मना अंधकारो विशेष्या कपट तुभ्यं संपर्ददे विघ्न नायक संप्रदायक गायक लायक भवायक धुमकेतु गणाद्यक्ष भालचंद्रो गजाधरः द्वादशी त्रयोद्यष्यामि यः पठेत् श्रणुयादपि विद्यारंभे विवाहेच्च प्रवेशे निर्गमे स्तथा सग्रामे संकटेश्चैव विघ्नस्य न जायते शुक्लांवडद्यलं देवं शशिवर्णं चतुर्भुजं प्रसनं वदनं ध्याये सर्व विघ्नोपशांतये लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः एषा मिदि वरस्यामो हृदयेस्तो जनार्दनः (હાથમાં પાણી થોભી રાખો) अत्राद्य मामांगल्य फळप्रद मासोत्तममासे पुन्य पवित्रकारी दुःखकर मासेतिथौ साडीगपतालीश्या यां मंदवासरे (મમ ફ્રેન્ચે) लाभार्थं क्षेमार्थं विजयार्थं मनःकामना सिध्यर्थं सर्व रोग दोश क्लेश भय उच्चाट कष्टि व्याधी विनाशनार्थंच्च दश विधि फळ प्राप्त्यर्थंच पितु श्राध महं करोष्ये (પાણીનું ટીપું નિચે મુકો) તરભાણામાં જળ પુરો તેમાં દૂધ, જવ, તલ, તુળસી વગેરે નાંખો. પાણીનાં ત્રણ ટીપાં તમારે માથે મુકો. " अपवित्र पवित्रोवा "

હાથમાં દરેભની સર અને જનોઈ લઈ તરપણ કરો. (ફરી-
થી ભણેછે)

### श्लोक.

अगडंबगडंतर्पणंच, तगडंतर्पणमेवच ।
तर्पणानांग्रहोशुन्यं, पितामोक्षेणतत्पिता ॥
(श्रीपिताजीएस्वर्गः)

पुष्कराणांपंडितानां, अपारेदुःखसंहमे ।
प्रेमपाड्यदुःखंदाहो, मित्रशत्रुसदैवजा ॥
श्रीमित्रताजीएस्वर्गः

गंगागंगेतियोब्रुयात्, गर्भगुंज्येकृपाकरौ ।
अमीदृष्टेप्रियंभानू, करोतिकष्टकल्मजा ॥
श्रीभानूजीऐस्वर्गः अपसव्यं

હવેથી જલદી તરપણ કરજો. (ભણેછે)

चाटीलायनमः शेत्रुजायनमः गीरनारायनमः ब-
डींयनमः अरवलीयायनमः संहाद्रीएनमः सातपुडाय
नमः आबुएनमः हिमालयायनमः शिवालिकायनमः
इत्यादि कठयंवाच હવે ભાળાની જેમ જનોઈ કરો

અને હવેથી જમણે અંગુઠે પાણી ઉતારજો ( ભણે છે ) भादरायनमः शेत्रुजीयेनमः मच्छुएनमः गंडकीएनमः गोदावरीनमः गंगाजीनमः बुन्नीयेनमः ओजतेनमः मा-लणायनमः भोगावायनमः इत्यादि सर्व्यं. જનોઈ ડા-બે ખભે ચડાવો. હવે તરપણ પુરૂં થયું. થોડો ઘઉનો લોટ લાવો. અને તેના સાત પિંડ કરો.

કૃપણશા—બહુ સારૂ. (થોડો ઘઉનો લોટ લાવી તેના સાત પિંડ કરે છે)

પ્રપંચીદ્વિજ—અનુક્રમે એકેકો પિંડ હાથમાં લો, पिता मह प्रपितामह वृद्ध प्रपितामह हस्ते पिंड. પેલી દરભની સર ઉપર મુકો અને બીજો પિંડ હાથમાં લો. पितामह प्रपितामह हस्ते पिंड. પેલા પિંડ પાસે આ પિંડ પણ મુકો અને ત્રીજો પિંડ હાથમાં લો. पिता मह हस्ते पिंड. તેને પણ સાથે મુકો અને ચોથો પિંડ હાથમાં લો. माता मह प्रमातामह वृद्व प्रमातामह हस्ते पिंड. તેને પણ સાથે મુકો અને પાંચમો પિંડ હાથમાં પકડો. मातामह प्रमाता मह हस्ते पिंड. તેને પણ સાથે મુકો અને છઠો પિંડહા-થમાં લો. मातामह हस्ते पिंड. સાથે મુકો અને સાતમો પિંડ હાથમાં પકડો. विक्रय हस्ते पिंड. તેને જુદો એક

દરભની સર ઉપર મુકો અને તે સર્વ પિંડોને પાણીથી નવરાવો, વિક્રયના પિંડને અડકશો નહિ.

કૃપાણશા—બહુ સારૂ. ( પાણીથી નવરાવેછે )

પ્રપંચીદ્વિજ—તેને ચંદન ચડાવો. (ભણેછે.)

श्लोक.

चंदनंमंदनंकुर्यात् वर्धंतिवेमवाल्कया
अघोबळंप्रविष्ठोहं आदरंप्रातिसादरं
चंदनंसमर्पयामिनमः

પુષ્પ ચડાવો. श्लोक.

पूष्पंपत्रंप्रहारेणं कष्टंकुर्वंतिकल्मशाः
प्रह्लारेपुज्यतेराजा अहारेअधुरस्मता
पूष्पंसमर्पयामिनमः

અબીલ ગુલાલ ચડાવો. (ભણેછે)

अबीलंचगुलालंच कुलालग्रहपावनं
मदोस्यममतामिष्टो प्रविश्याप्रादिहन्यते

अबील गुलालेन सुगंध्यं समर्षयामिनमः धूपं दिपं आरातिंकं समर्पयामिनमः આરતી કરો. (ભણેછે)

कर्पुरकाष्टकृपयाकरोति संसारनिःसारविचार
वंद्यसदासुपंथंहृदयंहरोतिभवंभवानिममकिंक-
रोति ॥ १ ॥ मंगळं क्लेश दारिद्रं मंगळं
पाप पुंजमे मंगळं द्वेष दुःसंग सर्व मंगळ ह
रोहरिः आंरार्तिकं समर्पयामि नमः फळ
दक्षणा मुकवास्थां फळं समर्पयामि नमः॥
( હાથ જોડી રાખો ) अत्र गंध पूष्प दिप नैवेद्य
आरार्तिकं भावे कभावे मनेच्छाये कमने-
च्छाए ब्राह्मणने वचने दिवानी साक्षे जे
पितु श्राद्ध कर्युं ते विधेह परिपूर्णतांमस्तु ॥

હવે કાગવાશ નાંખો. (વાશ નાંખેછે અને બાદરખાં પ્રવેશ કરેછે).

બાદરખાં—અએ મોદી. તુમકું રાજાજી બુલવાતા હે જદ જલદી ચલો.

કૃપાળુશા—એટલું બધું ઉતાવળનું શું કામ હશે વારૂ! હાલમાં મેં વાશ નાંખ્યોછે હવે જમીને આવુંછું.

**બાદરખાં**—જલદી બુલવા લાનેકા રાજાજીને મેરેકું હુકુમ કીયાહે, લેકીન મેરેસે છોડકે જાનેકા હોનેવાલા નહિ હે. અભીકા અભી મેરી સાથ ચલો ઔર ઠાકુર સાહેબકી રજા લેઇ કે પીછા આના મેરેકુ જલદી બુલવાલનેકા હુકુમ કીયા તો મેં આપકું કહેતા હું. પીછે તુમારી મરજી. મેં તો હુકુમ ઉઠાનેકા હું.

**કૃપણશા**—ત્યારે શું કામ હશે વારૂ ?

**બાદરખાં**—મેરેકું માલુમ હે નહિ. મેંતો "ચિઠ્ઠીકા ચાકર" જેસા હુકમ કરે એસા ઉઠાનેકું તૈયાર. મેરા અખત્યાર કુછ પુછનેકા હે નહિ. કામ બજાનેકા હે.

**કૃપણશા**—બહુ સારૂં ચાલો. (ચાલવા માંડેછે)

**પ્રપંચીદ્વિજ**—મને સિધું આપવા શેઠાણીને કહેતા જાઓ તો વધારે સારૂ કારણ કે આજ તમારા ઘરનું અનાજ જમવા વિચારછે.

**કૃપણશા**—બહુ સારૂં. અલી, આ ભટજી મહારાજ કહે તે પ્રમાણે તેને સિધું આપજે. જરૂર જણાય તો વાણોતરને બોલાવજે અને ભટજી રાજી થાય તેમ કરવું, તેનું દિલ લગારે દુખાવવું નહિ.

**ભોળીબાઇ**—બહુ સારૂં. તે કહેશે તે પ્રમાણે આપીશ.

(કૃપણશા જાયછે.)

**પ્રપંચીદ્વિજ**—મનમાં હવે પાપ ટળ્યું તેથી ધ્યાનમાં આવે તે પ્રમાણે કરીશું, રાજી થઇએ તે પ્રમાણે આપવા કહ્યું તો થોડાથી રાજી થઇએજ શાના? આજ એક સારી રકમ લઇ જવી. કારણ કે ફરીફરીને કૃપણશા લાગમાં આવવાનો

નથી. (પ્રસિદ્ધ) શેઠાણી, હવે સિધાની તૈયારી કરો કારણકે જો આઠમ ઉતરી જશે તો નવમીમાં આપેલું સિધું પિતૃને પહોંચશે નહિ. માટે જલદી કરો.

ભોળીબાઈ—સિધામાં શું શું જોઇએ, તે મારા જાણવામાં નથી. કારણ કે અમારા ઘરમાંથી કોઈ દિવસ અમે બ્રાહ્મણને સિધુ આપ્યું નથી, માટે જે જે ચીજ જોઇએ તે મને કહો તો હું મંગાવી આપું.

પ્રપંચીદ્વિજ—ખરી વાત છે. જ્યારે કોઇ દિવસ સિધું આપવાનો રિવાજ નહોય ત્યારે તેની રીતભાતની શી ખબર પડે? ફિકર નહિ. હું કહું તે પ્રમાણે આપો. જો ગરીબ માણસ સિધું આપનાર હોય તો પચીસ કળશી ઘઉ, વીશ મણ ઘી, વીશ મણ ગોળ, પાંચ મણ તેલ, એક કળશી તુવેર, એક કળશી ઝીણા ચોખા, પાંચ રૂપીઆ શાકના અને પચાસ રૂપીઆ દક્ષણાના આપેછે. તમે તેવાં ગરીબ નથી. આ આંકડો ગણાવ્યો તે ગરીબ માણસ આપે છે. તમારા ઉપરતો પરમેશ્વરની કૃપા છે અને વળી કૃપણશા શેઠ રાજ્ય મોદીખાનાના ઉપરી છે પાસે પુષ્કળ પૈસા છે. તેથી અલબત કંઈ વધારે સિધું મળવાની આશા છે.

ભોળીબાઈ—(મનમાં) ગરીબનું સિંધું પણ સારી રકમ ઉઠાવે છે, તો તાલેવરનું સિધું કંઈ પણ મોટું હોવું જોઇએ. અમે તાલેવર છીએ ત્યારે ગરીબના જેવું સિધું પણ આપ્યા વિના કેમ ચાલે? (ચાસન) તમે જે ગરીબનું સિધું ગ-

ણાવ્યું તે અમે આપીશું. વળી કોઇ બીજે પ્રસંગ હશે ત્યારે તમને રાજી કરીશું. ભટજી મહારાજ, તમે તો આજથી અમારા ગોર થયા.

પ્રપંચીદ્વિજ—કંઇ ફિકર નહિ. તમે જે આપશો તે લ-ઇને હું સંતોષ પામીશ. તમારા સરખાં ભાગ્યશાળી યજમા-નને ઘેરથી વધારે મળવાની આશા હતી પણ આ પ્રથમ કામ છે તેથી હમણાં આગ્રહ કરવાની જરૂર નથી. વળી પ્રસંગે ઠીક થશે.

ભોળીબાઈ—અલ્યા શામજી, આપણા ગોર મહારાજને સિધું આપવું છે માટે વાણોતરને બોલાવી લાવ.

શામજી—મારા બાપા તો દરબારમાં ગયા છે.

ભોળીબાઈ—તારા બાપાનું કોણ કહે છે! વાણોતરને બોલાવી લાવ.

શામજી—મને શી ખબર? જે શા વાસ્તે ગયા છે. પેલો બાદરખાં તેડવા આવ્યો હતો એ હું જાણું છું.

ભોળીબાઇ—રડ્યા, પેલા વાણોતરને બોલાવ.

શામજી—મને ભુખ લાગી નથી, તારે જમવું હોય તો જમી લે. મારા બાપા આવશે ત્યારે હું જમીશ.

ભોળીબાઈ—તને જમવાનું કોણ પુછેછે? પેલા વાણો-તરને બોલાવ.

શામજી—શું કુતરાને કાહાડી મેલું! હાડ, હાડ, જો આવ્યું છે. (કુતરાને કાઢી મેલે છે)

**ભોળીબાઈ**—અરે રડ્યા, તને કુતરાં હાંકવા કોણ કહે છે ? પેલા વાણોતરને બોલાવ.

**શામજી**—શું, ભાઈને હીંચોળું ? હા. હા. હા. સુઈ જા. સુઈ જા. મારો બાળુડો ભાઈ ડાહ્યો, ઉગમણો મોકલ્યો ત્યાં આથમણો ધાયો. મારો બાળુડો ભાઈ છે વિવેકી, મા બાપનાં કાળજાં આશરે શેકી. મારો બાળુડો ભાઈ છે દયાળુ દાતાર, કપટી ને કંજુસનો ખરેખરો સિરદાર. સુઈ જા વિરા સુઈ જા.

( હિંચોળેછે )

**ભોળીબાઈ**—આ રડ્યો તો કશું સાંભળતો નથી. અને અવળું ભરડ્યા કરેછે. હવે વાણોતરને શી રીતે બોલાવવો?

**પ્રપંચી દ્વિજ**—ફિકર ન કરો, હું વાણોતરને બોલાવી લાવુંછું. (જાય છે અને વાણોતરને બોલાવી આવે છે. શેઠાણી વાણોતરને સિધાની વિગત કહેછે તે પ્રમાણે સઘળો સામાન પ્રપંચીદ્વિજને ઘેર પહોંચતો કરેછે )

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—એક દેવાલય.

પ્રપંચીદ્વિજ, મોદકાનંદ, અને બુડથલ ભટ.

**પ્રપંચી દ્વિજ**—પ્રિય સ્વજ્ઞાતિ વિરો ! આજે એક મહા ભક્ષને શોધો મારી ધારેલી ધારણામાં હું ફતેહ પામ્યો છું, પણ તે સઘળું હું આપણા સર્વ જ્ઞાતિ વિરોના મેળાવડાને

ભોજન કરાવવામાં ખરચીશ. મેં મારા પ્રપંચથી પેલા કૃપણ-શાને ઠગ્યો છે. કારણ કે તેની પાસે પુશ્કળ પૈસો છે છતાં કદી કોઇ ધર્મના કામમાં તે આગેવાની કરતો નથી અથવા ધર્મના કામમાં એક પાઇ સરખી પણ મદદમાં આપતો નથી. ખરેખરો કંજુસ તે કૃપણશા છે. એટલુંજ નહીં પણ બીજો કોઇ બ્રાહ્મણને જમાડવાની હોંશ રાખે તેને એવો બોધ કરેકે "બ્રાહ્મણને જમાડવા નહીં, કેમકે તે જે છાણાંનો આઠ ખડકે તેમાં જીવડાં બળે તે પાપ જમાડનારને લાગેછે" આ પ્રમાણે કેટલાએક વિચારો આપણી વિરૂદ્ધ બતાવનારો કૃપણશા છે. તેને ઠગવો એ મારી ફરજ ધારી મેં તેને ઠગ્યો છે અને આપણી આખી જ્ઞાતિને ત્રણ દિવસ સુધી જમણ ચાલે તેટલું ઉડાવી લાવ્યોછું, પણ તેમાં તમારી સહાયની જરૂર છે. કારણ કે એવી મોટી રકમ હું તેની વહુ પાસેથી તેની ગેરહાજરીમાં લાવ્યો છું માટે તે બાબત તમે સહાય કરશો તોજ મારી આબાદી રહેશે.

**મોદકાનંદ**—તું ફિકર શા માટે કરેછે ? અમને લાડુ જમાડીશ, કે પછીથી તારા કામમાં અમે સામેલજ છીએ, લાડુ જમાડે તેને તો અમે અમારો પ્રાણ આપીએ એવાછીયે.

**ખુડથલભટ**—તમે તેને શી રીતે છેતર્યો ?

**પ્રપંચી દ્વિજ**—કૃપણશાને ઘેર હું શ્રાધ સરાવવા ગયો હતો. તે કામ પુરૂં થતાં તેને બહુજ જલદીથી દરબારમાં જવું પડ્યું, માટે તેણે બોળીબાઇને સિધુ આપવા ભલા-

મણ કરેલી. ભોળી બાઇતો બિચારી ખરેખરી ભોળી તેથી હું મારા પ્રપંચમાં ફાસ્યો. મેં સિધાની વિગત એવી ગણાવી કે ૨૫ કળશી ઘઊ, ૨૦ મણ ઘી, ૨૦ મણ ગોળ, ૫ મણ તેલ, એક કળશી તુવેર, એક કળશી ઝીણા ચોખા, ૫ રૂપીઆ શાકના અને ૫૦ રૂપીઆ દક્ષણાના. તેથી તેણે તે પ્રમાણે સામાન મારે ઘેર પહોંચડાવ્યો છે.

**મોદકાનંદ**—તેના લાડુ બનાવી અમને જમાડ.

**બુડથલભટ**—બચાવ કરવાનો શું ઉપાય લેવા વારૂ ?

**પ્રપંચી દ્વિજ**—મારે ઘેર તમામ જણાએ શોકની નિશાની કરી આવવું અને ગામમાં વાત ચલાવવી કે " પ્રપંચીદ્વિજ કૃપણશાને ઘેરથી સિધું લાવી જમ્યો કે તુરત મરણ પામ્યો" હું મારા ઘરમાં સંતાઈ રહીશ એટલે તમારે રડાપીટ કરી મુકવી. છેવટ મારા કદનું પુતળુ બનાવી તેને ઠાકડીમાં બાંધી લઈ જવું અને સ્મશાનમાં અગ્નિ દાહ કરવો. કૃપણશાનું અન્ન નેષ્ટ, જે જમ્યાથી મારૂં મૃત્યું થયું તેથી મારા દાડાને વાસ્તે જે ખર્ચ થાય તે પણ તેની પાસેથી લેવો.

**મોદકાનંદ**—બહુ સારૂં, એતો અમારૂંજ કામ. જમવાને લાડુ મળે તો ગમે તે કામ કરવાને કશી અડચણ નથી પાઘડી ઉતારીને ધોળુ બાંધીએ એટલે ફતેહ થઇ સમજજો. તમે તમારે ઘેર જાઓ અને અમે પછીથી ત્યાં આવીએ છીએ. ત્યાં તમારા નામની મોટી પોકો મુકી રડીશું.

**પ્રપંચી દ્વિજ**—બહુ સારૂં. (જાય છે)

# પ્રવેશ ૫ મો.

## સ્થળ—પ્રપંચી દ્વિજનું ઘર.

પ્રપંચી દ્વિજ, લાડુભટ, ભટાણી અને મોદકાનંદ વગેરે.

**ભટાણી**—સાંભળો છો કે ? આજ તો તમે સારી કમાણી કરી આવ્યા છો, પણ તે વાત જો કૃપણશા જાણશે તો તમારી ફજેતી થશે અને લાવેલું સિધું પાછું આપવું પડશે.

**પ્રપંચી દ્વિજ**—સિધાને માટે તો એક બીજો પ્રપંચ કરવા ધાર્યો છે. તે એ કે, મારે આપણા ઘરમાં સંતાઈ રહેવું અને તમારે મારા મરી જવાના ખોટા ખબર ગામમાં ફેલાવવા. મારે બદલે અડદના પુતળાનું શબ બનાવી તેને શ્મશાનમાં લઈ જઈ બાળવું અને કૃપણશાનું અન્ન નેષ્ટ જે ખાધાથી મારૂં મૃત્યુ થયું માટે મારા ઉત્તર કાર્યનો તમામ ખર્ચ કૃપણશા પાસેથી લેવો.

**લાડુભટ**—તમારા મરી જવાના ખોટા ખબર ફેલાવવા, એમાં તો કશી અડચણ નથી, પણ ત્રણ દિવસ સુધી લાડુ તો મળશે કે નહિ ?

**પ્રપંચીદ્વિજ**—કૃપણશા ખર્ચ ન આપે તો હું જે સિધું લાવ્યોછું, તેના લાડુ કરી બ્રાહ્મણોને જમાડજે અને તું જમજે.

**લાડુભટ**—ત્યારે તો ઠીક, આપણે તો લાડુનું કામ છે.

(બ્રાહ્મણનું ટોળું આભડવાને વેશે પ્રવેશ કરેછે)

ખુડથલભટ—મારા પ્રપંચી ભાઇરે ! ગજબ કરી ગયો રે બાપલીયા. (પોકો મુકી રડેછે)

ભટાણી—હાય હાય ! ગજબ થઇ ગયો માડી. (છાતી કુટેછે અને રડે છે)

લાડુભટ—મારા બાપરે ! ઓ મારા બાપલીયા. ગજબ કરી ગયો રે! ઓ મારા બાપલીયા, (લમણે હાથ મુકી રડેછે)

મોદકાનંદ—હાય હાય! ગજબ થઇ ગયોરે ભાઇ. તારા વિના મને લાડુ કેમ ભાવશે ?

પ્રપંચીદ્વિજ—(હળવે રહીને) હું તારી સાથે જમવા બેશીશ. (સઘળાં બ્રાહ્મણ અને બ્રાહ્મણીઓ એકઠાં થઇ કોળાહળ કરી મુકેછે તેથી આસપાસના રહેવાશી આડોશી પાડોશી એકઠાં થાય છે અને પ્રપંચીદ્વિજ શું આજારી હતા ? એવા ખબર પુછેછે તેને સઘળા બ્રાહ્મણો " કૃપણશાનું નેષ્ટ અન્ન જમ્યો તેથી મરણ પામ્યો" એવું કહે છે. તેથી સર્વ માણસો કૃપણશાને ફિટકાર આપતા ચાલ્યા જાયછે. ઓદડાં અને ગાભા બાંધી એક માણસના આકારનું પુતળું બનાવી સર્વ બ્રાહ્મણો તેને સ્મશાનમાં લઇ જઇ સળગાવે છે અને રીવાજ પ્રમાણે નહાઇ રોતા રોતા પાછા આવી પોતપોતાને ઘેર જાય છે.

---

# પ્રવેશ છઠ્ઠો.

**સ્થળ—કૃપણશાનું ઘર.**

કૃપણશા, ભોળીબાઈ, શામજી અને પછીથી બ્રાહ્મણો તથા વાણીઆનું ટોળું.

**કૃપણશા**—(મનમાં) પેલા બ્રાહ્મણે બિચારે મને વિધિ પુર્વક શ્રાધ કરાવ્યું પણ તેને સિધું આપવાની નવરાશ મને ન રહી. ઘેર શેઠાણીને કહ્યુંતો છે. પણ નવટાંક ઘી બિચારા બ્રાહ્મણને સિધામાં આપે તો સારૂં. કારણ કે એટલા ઘી શિવાય બિચારો ચુરમું કરીને શી રીતે જમે? તે છે તો ઉદાર, પણ મારા ડરને લીધે કદાપી અરધા રૂપીઆભાર ઘી આપે જે થયું હોય તે ખરૂં. કદાપી બ્રાહ્મણને સિધું ન આપ્યું હોયતો હું ઘેર પહોંચતાંજ બિચારાને નવટાંક ઘી અપાવી ખુશી કરી દઈશ; કે જેથી તે પેટ ઠારીને જમે. એ પણ શું જાણશે, કે આપણે કૃપણશાને યજમાન કર્યો હતો.

**પેહેલો દુકાનદાર**—અરે કૃપણ શેઠ, અહિં પધારો તમને મારે કંઈ પુછવું છે.

**કૃપણશા**—આ આવ્યો. કહો ભાઈ! તમારે શું પુછવું છે? જો કંઈ ખર્ચ થાય તેવું કહેવાનું હોય તો આ ચાલ્યો મારે રસ્તે. (ચાલવા માંડે છે)

**બીજો દુકાનદાર**—બ્રહ્મહત્યા કરીને વળી નાસોછો શાના? આમ આવો. (તેનો હાથ ઝાલી ઉભા રાખે છે)

કૃપણશા—છે શું? તેતો મને કહો.

પેહેલો દુકાનદાર—આજે તમે કોઈને સિધુ આપ્યું હતું?

કૃપણશા—હા. આપ્યું હશે, તો તેનું કેમ છે?

બીજો દુકાનદાર—કેમછે શું? તમે બ્રહ્મહત્યારા તો ખરા. પ્રપંચીદૂીજ બિચારો તમારે ઘેરથી સિધું લઇને ગયો અને રસોઈ કરી જમ્યો, કે તુરત બિચારા અનાથ બ્રાહ્મણનું મૃત્યું થયું. અરેરે! તમારૂં અન્નતે કેવું કહેવાય?

કૃપણશા—અરે! તમે શું બોલો છો? તે સાજો સારો શાથી મરણ પામે?

પેહેલો દુકાનદાર—શાથી શું? તમારા અન્નથી. તમે તો ખરેખરા બ્રહ્મહત્યારા નિકળ્યા. બિચારા ગરીબ બ્રાહ્મણનું અચાનક મૃત્યુ ઉપજાવ્યું, એના જેવા મહા પાપિષ્ટ બીજો કોણ હોય?

કૃપણશા—તમે મારે માથે દોષ મુકોછો પણ સિધું આપ્યુ છે કે નહિં, તેપણ હું બરાબર જાણતો નથી. ઘેર કહાને ગયો હતો, પછી આપ્યું ન આપ્યું તે જાણે.

બીજો દુકાનદાર—જાઓ ઘેર અને તમારી સ્ત્રિને પુછી જુઓ એટલે તમારૂં આપાળું જણાઇ આવશે.

કૃપણશા—હા. ઘેર જઇ તપાસ કરૂંછું.

(જાયછે અને ઘરમાં પ્રવેશ કરેછે)

ભોળીબાઈ—અલ્યા શામજી,તારા બાપા આવ્યા કે નહિં?

કૃપણશા—અહી સાંભળે છેકે, પેલા ભટજીમહારાજને કેવી રીતે સિધું આપ્યું વારૂ?

ભોળીબાઈ—તેને રાજી કર્યોછે. ચિન્તા ન કરો. તે રાજી થયો તે પ્રમાણે આપ્યું છે.

(સઘળું કહી બતાવે છે)

કૃપણશા—અરેરે! આતે તે મુઓ કે હું મુવો? નાંણાની મોટી રકમ ઉપાડીને ચાલ્યો ગયો અને મારે માથે દોષ મુક્યો. હાય હાય! હવે હું શું કરૂં? પ્રપંચી દ્વીજ મરી ગયો તેની મને કશી દરકાર નથી. પણ મારા સિધાના પૈસા મને પાછા મળે તો વધારે સારૂં. અરે! મેં ઘણી કોશીશથી એકઠો કરેલો પૈસો પેલો પ્રપંચીદ્વિજ તેના પ્રપંચમાં મારી સ્ત્રિને છેતરી મારા પૈસા લઈ જાય? શી વાત. જો હું કૃપણશા ખરો તો તેના છોકરા ઊપર દાવો બાંધી પૈસા પાછા છોડાવું.

ભોળીબાઈ—હવે નાહક માથાફોડ શી કરવી? જે થયું તે ખરૂં. પ્રપંચીદ્વિજને જે સિધું આપ્યું તે કદાપી હદ કરતાં વધારે હશે તો પરાણે પુન્ય થયું ગણાશે. બ્રાહ્મણના દિકરાની આંતરડી ઠરશે તો આપણને બીજા હરકોઈ પ્રકારે લાભ થશે.

કૃપણશા—રાંડ લુચ્ચી, તેંજ મને ભીખ માગતો કર્યો છે. એકતો દયાળુની દિકરી બનીને મોટી રકમ આપી દીધી અને વળી પાછી ડાહ્યલી થવા આવી છે. ચાખ તેનો સ્વાદ

(લાત મારે છે.)

ભોળીબાઈ—તેમાં મને શામાટે મારોછો? તમે કહ્યું હતું કે બ્રાહ્મણ કહે તે પ્રમાણે આપજે, ત્યારે મેં તેનાં કહેવા પ્રમાણે આપ્યું. તમારૂં વચન મારાથી કેમ લોપાય?

કૃપણશા—ઠીક, બહુ સારૂં. હું ચોટે જાઉછું. (જાયછે)

---

# પ્રવેશ સાતમો.

## સ્થળ—પ્રપંચીદ્વિજનું ઘર.

પ્રપંચીદ્વીજ, લાડુભટ, ખોખલો પંડ્યો, ભુક્તાનંદ, મોદકાનંદ, બુડથલભટ અને ભટાણી વગેરે.

**પ્રપંચીદ્વિજ**—હવે મારા ગુજરી જવાની વાતતો આખા શેહેરમાં પ્રસરી.ગઈ, પણ હજુ મારૂં મન માને તેટલું નાણું હું કૃપણશા પાસેથી લઈ શક્યો નથી. માટે જો કોઈ એવા પ્રપંચ લડાવી વધારે નાણું છોડાવ્યું હોય તો અલબત મારી નાત વધારે વખત સુધી જમે.

**લાડુભટ**—હા. એ વાતતો ખરી. બ્રાહ્મણોને વધારે દિવસ મિષ્ટાન ઉડાવવાનો ઉપાય સજવો જોઇએ.

**ખોખલો પંડ્યો**—હું જઇને થોડા શ્લોક બોલું તો તે કંઈ નાણું આપે એવો નથી. એતો વાંકો રેહે તોજ આપે એવોછે.

**ભુકતાનંદ**—જમવાનું મળેતો તમે કહો તે પ્રમાણે કરીએ.

**મોદકાનંદ**—લાડુ જમવાના મળે તો પછી બીજાની શી જરૂર છે?

**બુડથલભટ**—શાસ્ત્રના કલ્પિત શ્લોક બોલવા હશે તો તે આપણું કામ, પણ બીજામાં મારો વિચાર પહોંચવાનો નહિં.

**ભટાણી**—ભટજી કંઈ ઉપાય શોધે તો ધાર્યું થાય ખરૂં.

**પ્રપંચી**—મને એક ઉપાય સુજી આવ્યો. તે એકે, આખા ગામમાં સૌ મને મરી ગયો ગણેછે અને કૃપણશા તથા તેનાં

કુટુંબીઓ પણ મને મરી ગયો સમજે છે. માટે આજ સાંજરે અંધારૂં થયા પછી હુ તેને ઘેર જાઉં અને ભૂત થઇને તેને બીવરાવું. એટલે તે મને અસદ્ ગતિ થઈ ગણશે. વળી સાથે રાળ તથા દિવાસળી પણ રાખીશ. તેથી વારંવાર ભડકા કરવાનું અનુકુળ આવશે. અને તુરત તે બ્રાહ્મણને શોધશે એટલે તમારે સૌએ ત્યાં આવવું અને તેને ચંડી પાઠ મંડાવવા ભલામણ કરવી. તો આપણું ધાર્યું થશે.

ખોખલો પંડયો—ખરી વાત છે. જ્યારે ચંડીપાઠ વંચાય તે વખત લાડુભટે ધુણવા માંડવું, ખૂબ ધુણ્યા પછી અમે પુછીશું કે તું કોણછે. તેના ઉત્તરમાં કહેવું કે હું પ્રપંચી દ્વિજછું. અમે કહે શું કે તું શામાટે આવ્યોછે? તેના ઉત્તર માં તેણે કહેવું કે કૃપણશાએ મને સિધું આપી મારો જીવ લીધોછે માટે મને અસદ્ ગતિ થઈ તો તે મારી જ્ઞાતિને એક મહિના સુધી જમાડે તો હું મોક્ષ જઈશ અને પછીથી હું કોઇ વખત કૃપણશાને ઘેર આવીશ નહિં.

લાડુભટ—જો એક મહિના સુધી લાડુ મળતા હોય તો હું ખુબ ધુણીને તેમ કહીશ. આપણે તો લાડુના ભુખ્યા છીએ.

ભુડથલભટ—આપણે તો ચંડીપાઠ વાંચીશું અને ખુબ પડકારા કરીશું.

ભુકતાનંદ—હું થાળી વગાડીશ.

ઓદકાનંદ—હું વાચા વધાવો તપાસીશ.

પ્રપંચી—બહુ સારૂં આજ રાત્રે સાત વાગતે સૌએ તૈયાર

રહેવું અને આપણા ધારેલા કામને પાર પાડવું, હું તેને આજ બીવરાવ્યા વિના રહેનાર નથી. સૌ ભુખ્યાછે માટે હમણાં તો સૌ સૌને ઘેર ખુશીથી પધારો. ( સર્વ જાયછે. )

— ❧ —

# પ્રવેશ ૮ મો.

. સ્થળ—કૃપણશાનું ઘર.

કૃપણશા, ભોળીબાઈ, શામજી, પ્રપંચીદ્વિજનો દેખાવ અને પછીથી બીજા બ્રાહ્મણોનું ટોળું.

ભોળીબાઈ—અરેરે! પેલા પ્રપંચીદ્વિજને બિચારાને સિધું આપ્યું તે લઇને જમ્યો કે તુરત મરણ પામ્યો. આખા ગામમાં સર્વ વાત કરે છેકે બ્રાહ્મણને માર્યો તેથી બ્રહ્મહત્યા બેઠી. એ બ્રાહ્મણ બ્રહ્મ રાક્ષસ થઇને સઘળાંને પીડશે. ખરી વાત છે. ઘણે ઠેકાણે મેં સાંભળ્યું છે કે કોઇને ભુત, પ્રેત, બ્રહ્મ રાક્ષસ, ચુડ વગેરે દુઃખ દેછે. અત્યારે સાંજ થઈ ગઈછે અંધારૂં થયું તોપણ શેઠ હજુ ચૌટેથી આવ્યા નહિં. આજ મને આ ઘર ભયંકર દિસેછે. પ્રપંચીદ્વિજ આવ્યાના વારંવાર ભણકારા વાગેછે. અરે જીવ. ફિકર શા માટે કરેછે કોઇ મરી ગયું તે કદિ દુઃખ દેતું હશે? અરે! કેમ ખાત્રી થાય? ઘણે ઠેકાણે ચંડીપાઠ વંચાતા મેં સાંભળ્યાછે. આ વખત શેઠ ઘેર નથી. શામજી બેહેરો છે. કદાપી જો જીવ ઝપ મારશે તો શું કરીશ? ( પ્રપંચીદ્વિજ પ્રવેશ કરેછે. )

**શામજી**—મા મારા બાપાતો હજુ આવ્યા નહિં.

**ભોળીબાઈ**—અરે! ભાઈ. પણ જોને, પેલો પ્રપંચીદ્વિજ આપણા બારણા પાસે આવીને ઉભોછે. હાય હાય! કેવો ડોળા કાડેછે? હુંતો તેનાથી ઝબકી મરૂંછું. તું તારા બાપાને બોલાવી લાવીશ.

**શામજી**—મારે હમણાં ખાવું નથી. મારા બાપા આવશે ત્યારે ખાઇશ.

**ભોળીબાઈ**—અરે પિટયા. તને ખાવાનું કોણ કહેછે. પેલો તારો ડોસો આવીને ઉભોછે માટે તારા બાપને બોલાવ.

**શામજી**—અમારે તો ખાવું નથી. તારે ખાવું હોય તોખા.

**ભોળીબાઈ**—(બારણા સામો હાથ કરીને) જો પેલો પ્રપંચી દ્વિજ આપણા બારણા પાસે આવીને ઉભોછે તેથી હુંતો હબકી મરૂંછું. તારા બાપાને બોલાવી લાવ.

(પ્રપંચીદ્વિજ રાળનો ભડકો કરી આવો ખસી જાયછે.)

**શામજી અને ભોળીબાઈ**—વોયરે! ખાધારે! ઓ મારા બાપરે! પ્રપંચીદ્વિજ ભુત થઇને આવ્યો.

( નાસા નાસ કરેછે અને થર થરેછે. )

**પ્રપંચીદ્વિજ**—હું તમારો સઘળાનો જીવ લેનારછું.

**ભોળીબાઈ**—વોય વોયરે! હવે કોઈ છોડાવો. (કૃપણશા પ્રવેશ કરે છે તેને શામજી તથા ભોળીબાઇ બાઝી પડે છે અને કશું બોલી શકતાં નથી.)

**કૃપણશા**—શું છે? શું ગાભરાં બની ગયાં છો? ધિરજ રાખો જવાબ આપો.

**ભોળીબાઈ**—( બારણા તરફ આંગળી કરીને ) એ–એ। એ–પે–પે–પે–લો–લો–લો–પ્ર - પ્ર–પ્ર–પં–પં–પં–ચી–ચી–ચી–દ્વિ દ્વિ–દ્વિ–જ–જ–જ.

**કૃપણશા**—અરે ઘેલી. આ તને થયું છે શું? મરી ગયેલું કોઈ આવતું હશે? એતો અમથો પડછાયો છે. પ્રપંચીદ્વિજને તો સળગાવીને રાખ કરી મેલ્યો છે. ઉભી રેહે, તે પડછાયો છે કે નહિ તેની તને ખાત્રી કરી આપું છું. બારણા તરફ જાય છે તેથી પ્રપંચીદ્વિજ રાળનો ભડકો કરી બહાર નિકળી જાય છે તેથી કૃપણશા બુમ પાડે છે) વોયરે બાપ, ખાવોરે ખાવો. ધાજો, ધાજો, ધાજો. (બે શુધ થઈ ભોંયપર પડે છે અને શામજી તથા ભોળીબાઈ દોડાદોડ કરે છે એટલામાં એક બ્રાહ્મણનું ટોળુ પ્રવેશ કરે છે).

**ખોખલોપંડ્યો**—શું છે? કૃપણશેઠ. કેમ આમ બેશુદ્ધ પડ્યાછો? ઉભાથાઓ. ( બેઠો કરેછે. )

**કૃપણશા**—પ–પ–પ–પ–પેલો–પ–પ–પ–પ–પ્રપંચી. દ–દ–દ–દ–દ્વિજ. મ–મ–મ–મ–મને. બ–બ–બ–બ–બીવરાવે. છ–છ–છ–છ–છે.

**મોદકાનંદ**—શાંતથાઓ. શાંતથાઓ. શાંતથાઓ. તમને બીવરાવે નહિં. એવો ઉપાય સત્વર કરીશું. ફિકર ન કરો. (ભોળીબાઈને) વળી તમે બંને જણે શું દોડા દોડ માંડીછે.

(બંને જણને પકડી બેસારે છે)

**ભોળીબાઈ**—ભટજી માહારાજ. ભટજી મહારાજ. ભટજી મહારાજ.

**શામજી**—વોય આવ્યો. વોય આવ્યો. વોય આવ્યો.

**કૃપણશા**—મ-મ-મ-મ-મારૂં. ક ક-ક-ક-કાળજુ. ક-ક-ક-ક-કાપી. ગ-ગ-ગ-ગ-ગયો.

**બુડથલભટ**—તમે ચિન્તા ન કરો. જરા શાંત થાઓ. તમારે માટે અનુષ્ટાન કરીશું અને તમને ફરીથી બીવરાવે નહિ એવા મંત્રો જપીશું કે પ્રપંચીદ્વિજ બળીને ખ ખ થઈ જશે.

(સર્વ સાવધાન થાય છે)

**કૃપણશા**—(પોતાની આસપાસ જોતો જોતો) આ બ્રાહ્મણે તો મારે માથે કરવામાં કંઈ બાકી રાખ્યું નથી. તે તો મારો જીવ લેશે એમાં શક નથી.

**ભોળીબાઇ**—(બીતી બીતી) તે તો કહેતો હતો કે હું તો સઘળાંનો જીવ લઇશ, વોય વોયરે તે તો હમણાં પાછો આવશે અને મારા પ્રાણપતિનો પ્રાણ લઈ જશે.

**મોદકાનંદ**—બુમો ન પાડો. તમારે માટે હમણાં અનુષ્ટાન કરીએ છીએ, પણ જે પ્રમાણે અમે કહીએ તે પ્રમાણે ખર્ચ કરવો પડશે.

**કૃપણશા**—ગમે તેટલો ખર્ચ થાય પણ હું કરવાને તૈયારછું. અમને રોજ રોજ બીવરાવી મારે તેના કરતાં નાણું લઈ જાય તો કશી અડચણ નથી. માબાપ તમે ભલે પધાર્યા. હવે મારે વાસ્તે અનુષ્ટાન કરીને પછી તમારે ઘેર પધારજો. સોપારીનો કડકો તમને પણ આપીશ. (બહુ કાલાવાલા કરેછે અને બીતો હોય તે પ્રમાણે વારંવાર પોતાની આસપાસ જુએછે.)

ખોખરોપંડ્યો—તમે ત્રણે જણ અહિંઆં અમારી સામાં બેસો અને અમે ચંડીપાઠ વાંચીએ છીએ, તેમાં ધુણીને જે પ્રપંચીદ્વિજ માગશે તે તમારે આપવું પડશે.

કૃપણુશા તથા ભોળીબાઈ—જેમ તમે કહો તેમ અમારે કબુલછે પણ હવે જલદી કરો.

ખોખળો પંડ્યો—બહુ સારૂં. (એક સ્થાપન કરેછે, મુક્તાનંદ થાળી. વગાડેછે અને બીજા બ્રાહ્મણો ચંડીના કલ્પિત શ્લોક બોલેછે.)

બ્રાહ્મણો. **श्लोक.**

नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः
यादेवी सर्व भुतेषु प्रपंची मोक्षकारीणी.
यदा नेक्यो प्रहस्यामो दाम धाम समन्विता.
प्रदर्षो पाद पादेभ्यो यादेवी सुखकारीणी.
अंतरात्मा प्रहारेषु कष्टद्वेषी मुहुर्मुहुः
संकष्टा सर्व भुनानि यादेवीच नमोनमः

ખોખરો પંડ્યો—અધુધુ ધુધુ. કેમ કોઈ ધુણતું નથી. આવ હવે તારે જે જોઈએ તે માગી લે. હવે બુણે શું પ ડ્યો છે! તારે જે જોઈતું હોય તે આવીને માગી લે. તને

જે માગીશ તે આપવા સમર્થછે. હવે સંતાઇ રહ્યે સિદ્ધિ નથી.

લાડુભટ—(ધ્રુણુવા માંડેછે) હાઉ, હાઉ, હાઉ, હાઉ, હાઉ. અધ્રુધ્રુધ્રુધ્રુધ્રુ. (હાથ પછાડેછે)

ખોખશેપંડયો—હા હવે આવ્યો ખરો. શાબાશ. શાબાશ. શાબાશ. (સર્વ સાથે બોલેછે)

# श्लोक.

सामार्यासुखकार्याणीचपळाचित्तचकोरीणी

क्लेशाकापटचदुर्हंति चंडुलंकल्मशापहं

( ઘઉંના દાણાછાંટેછે. )

લાડુભટ—હાઉ; હાઉ, હાઉ, હાઉ. અલ્યાહું ક્યારનો આ બોધું તોપણ પેલો કૃપણુશા અને તેની બાઈડી તથા છોકરો મને પગે કેમ ન લાગે? હમણાંને હમણાં તેને બાળીને ભસ્મ કરૂંછું.

ખોખલો પંડ્યો—શાબાશ, શાબાશ, તું કોણછે અને શા કારણથી આવ્યો છે? તને ઓળખ્યા વિના તે પગે શી રીતે લાગે?

લાડુભટ—હું ઉઉઉ. હું કોણછું? તને કહું.ઠીકછે, વગાડ અને પછી જોઇલે મારો તમાશો. ( થાળી વગાડેછે )

કૃપણુશા.—લો હું તમને પગે લાગું.(બીતો હોય તેમ કરેછે)

ખોખલો પંડ્યો—ધિરજ રાખ. (સર્વ સાથે શ્લોક બોલેછે)

## श्लोक.

अलभ्योलाभकुर्वीतिदेशकाळविनश्याति
सर्वांगेसूखकार्याणी यादेवीचनमोस्तुते:
पंढरंपादपादेभ्यो अंतरंअतिसतरं
द्वेषभावददातिय अपारेउपकारीणी:

( થાળી બંધ કરેછે )

**બુડથલભટ**—બોલ. તું કોણછે ?

**લાડુભટ**—હું પ્રપંચી દ્વિજ કૃપણશાનો જીવ લેનાર. અને તેની બાઇડીના કાળ રૂપ છોકરાનો શત્રુ.

**ખોખલો પંડયો**—(કૃપણશાને) હવે તમે સર્વ કુટુંબ પ્રપંચી દ્વિજને સાષ્ટાંગ ડંડવત પ્રણામ કરો. (સર્વ તે પ્રમાણે કરેછે)

**લાડુભટ**—હું-હું-હું-હું-હું તેને છોડનાર નથી. તેના કુટું-બનો જીવ લઇશ.

**ખોખલો પંડયો**—એમ થાય નહિં. તમે કહો તેમ કરી-એ પણ તેનો જીવ લેવાય નહિં. અમે જ્યારે અહિં આવ્યા છીએ ત્યારે અમારી લાજ રાખો.

**લાડુભટ**— હું તમારા વચનની ખાતર તેને છોડીશ. પણ હું કહું તે તેને કબુલ છે?

**કૃપણશા**—હા. મહારાજ. તમે જે પ્રમાણે કહો તે પ્રમાણે મારે કરવું પણ મને જીવતો રાખોતો હું તમારો ઉપકાર માનીશ.

લાડુભટ— હું તને જીવતો રેહેવા દેનાર નહોતો પણ આ ખોખલો પંડ્યો અમારા સગાછે તેના વચનની ખાતર તને છોડીને ચાલ્યો જાઉશ. પણ તેના બદલામાં તને એટલુંજ કહુંછું કે તેં તથા તારી બાઇડીએ અને છોકરાએ જે લુગડાં પેહેર્યાછે તે લુગડાં માત્ર પેહેરી આ ઘરમાંથી નિકળવું બીજી કશી ચિજ લેવી નહિં. અને આખું ઘર તારી મિલકત સહિત મારાં છોકરાંને સોંપી દેવાં.

કૃપણશા—ના. એમતો ન થાય. મારી સઘળી મિલકત તો ન સોંપાય. તમે કહો તો હજારેરૂપી આ તમારા છોકરાને આપું.

લાડુભટ—હાઉ. હાઉ. હાઉ. હાઉ. જો ઘર છોડે નહિં તો હું તમારો કોઈનો જીવ છોડું નહિં.

ભોળીબાઈ—પ્રાણનાથ. બળ્યું ઘર જીવ કરતાં ઘર વહાલું કરવાની જરૂર નથી. જુઓને તે કેવા દાંત પીસેછે. એ આપણને સુખે રેહેવા દેશે?

ખોખલો પંડ્યો—ઘર સોંપ્યા વિના સુખ પાંમનાર નથી. માટે ઘર તેને સોંપીદો.

કૃપણશા—બહુ સારૂં ઘર તમારા છોકરાને સોંપીશ અને હું અત્યારેજ અહિંથી નિકળીશ.

લાડુભટ—તો મારે બીજી કશી દરકાર નથી. લાવો પાણી.

(પાણી આપેછે તે પીએ છે)

ખોખલો પંડ્યો—કેમછે બાપ.

લાડુભટ—ઠીક છે.

કૃપણશા—આ ઘર મારી મિલકત સહિત હું લાડુ ભટને સોંપુંછું. હું હવે મારા ધ્યાનમાં આવશે ત્યાં જઇશ.

ખોખલો પંડયો—બહુ સારૂં બાઇ મુખને વાસ્તે ઘરની દરકાર પણ ન કરવી. લો હવે સૌ રજા લેઇશું (સર્વ પોત પોતાને ઘેર જાયછે કૃપણશા પણ ત્યાંથી નિકળે છે તેથી લાડુ ભટ તે ઘેર તાળું દઇ કુંચી પોતાને ઘેર લઈ જાયછે. રસ્તામાં સર્વ બ્રાહ્મણો વાતો કરતા ચાલ્યા જાયછે. અને એક વિનતિ પત્ર ચોટામાં ચોડવા નક્કી કરેછે. )

---

## લાવણી.

આ અરજ ઉરમાં ધાર, તજીને ખાર, લોભી તું પ્રીતે;
લોભે વધશે નહિં લાજ, કહું શુભ રીતે. ટેક ૧
મર્યાદા ઘટશે માન વિશેષે એથી,
વળિ ચાલે નહિં વ્યહવાર જગતમાં તેથી;
નહિ પરમ પ્રીયે દીલ જાન યારની સાથે,
લોભેથી નાતો સઘ તૂટશે હાથે;
છે નિશ્ચય દુઃખ દેનાર, ચતુર હે યાર, તાકીદે જીતે.
લોભે વધશે નહિં લાજ કહું શુભ રીતે. ૨
નવ રહેશે રૂડી રીત ઇશતો કોપે,
તુ સ્વર્ગ મૃત્યુ પાતળ બુડશે ચોપે,
સદવિદ્યા નવ પોસાય ક્ષોભ દિલ ભાસે,
નહિં લોભ તણો જ્યાં થોભ પુણ્ય દુર નાસે;

લક્ષણ સઘળાનું શૂળ, પાપનું મૂળ, તજો એ પ્રીત,
લોભે વધશે નહિં લાજ કહું શુભ રીત. ૩
આવક જો આવે અરે કદાપી કાજી,
તો પાપ કર્યામાં આપ ભૂલે કેમ પાજી;
એ વિગરે એમાં દોષ તમે સૌ જાણો,
આ અલ્પ વિનતી આજ ઉરમાં આણો;
કાનજી કેહે આ વાર, ધરીને પ્યાર, છોડજે નિત્યે,
લોભે વધશે નહિં લાજ કહું શુભ રીત. ૪



## આ પૂસ્તકના અગાઉથી થયેલા ગ્રાહકોના મુબારક નામની યાદી.

| | | |
|---|---|---|
| ૧૦ | લુવાણા ज्ञातिशुभे० મંડળી | ભાવનગર. |
| ૧૦ | પાનાચંદ જુઠા | રાજકોટ. |
| ૧૦ | મેહેતા ભવાનજી હરિદાસ | કોટડી. |
| ૧૦ | નાગરદાસ પરશોત્તમ | સીહોર. |
| ૧૦ | નારણજી જેની કંપની | ભાવનગર. |
| ૬ | જીવણલાલ નથુભાઈ | સોનગઢ. |
| ૫ | રામજી વીશરામ | ધોલેરા. |
| ૫ | મી. રૂપશંકર મોરારજી | ભુજ. |
| ૫ | ઠક્કર જગજીવન રતનજી | ભાવનગર. |
| ૪ | પ્રતાપરાય સંતોકરામ | ,, |
| ૪ | શ્રી બાળજ્ઞાન વર્ધક સભા | અમદાવાદ. |
| ૪ | જેઠાલાલ ઉમેદરામ | વાગડ. |
| ૪ | ખાચર શ્રી અમરા ઉનડ | ગઢડા. |
| ૩ | રાવળ જટાશંકર કુબેરજી | ધોલેરા. |
| ૩ | ભોગીલાલ હરિવલ્લભ | પાટણ. |
| ૩ | ગજધર માવજી વિ. જયરામ | ગઢસીસા. |
| ૨ | ઠક્કર ઓધવજી લાલજી | ભાવનગર. |

| | | |
|---|---|---|
| ૨ | શાકરલાલ બાપુલાલ. | ભાવનગર. |
| ૨ | શ્રી વડનગરાભ્યન્તર નાગર શુભેચ્છક સભા | અમદાવાદ. |
| ૨ | પટેલ કાળીદાસ વશરામ | ભીંગરાડ. |
| ૨ | પટેલ કરશન ડાહ્યાભાઈ | ,, |
| ૨ | પટેલ હરિદાસ માવજી. | ,, |
| ૨ | પટેલ જેઠા ભગવાન | ,, |
| ૨ | પટેલ કડવા અરજણ | ,, |
| ૨ | દામોદર ડાહ્યા | ટંકારૂ. |
| ૨ | ગાંધી છગનલાલ સુંદરજી | લીમડી. |
| ૨ | પંડ્યા રણછોડલાલ ગુલાબરાય | ભાવન૦ |
| ૨ | સૈયદ આદમ બ. | પાટણ. |
| ૨ | કનૈયાલાલ વિ૦ અવનિધર | ,, |
| ૨ | ડાહ્યાલાલ વાડીલાલ | ,, |
| ૨ | ગોપાળરાવ રામભાઉ | છોટાઉદેપુર. |
| ૨ | ખાચર ગીગાભાઈ બાલાભાઈ | ગઢડા. |
| ૨ | ગુલાબરામ ત્રિંબકલાલ | નીંગાળા. |

| | | |
|---|---|---|
| ૨ | બળવંતરાય આનંદરાય | ગઢડા. |
| ૨ | બ્રિજભુખણદાસ નાગરદાસ | ભાવનગર. |
| ૨ | શા. કસ્તુર ભવાન ચીકાણી | ધ્રાંગધરા. |
| ૨ | વૈદ્ય હેમરાજ હરીભાઈ | ,, |
| ૨ | મુળચંદ ત્રીકમ | મહુવા. |
| ૨ | શેઠ હિરાચંદ પોલા | લીમડા. |
| ૨ | કલાલ રામદીન સીતળપ્રસાદ | ,, |
| ૨ | કુંવરશ્રી રત્નસિંહજી ભગવતસિંહજી | ,, |
| ૧ | ખુશાલીદાસ હરજીવન | ભાવનગર. |
| ૧ | મોતીલાલ પ્રાણલાલ ભચેચ | ,, |
| ૧ | ખવાસ સીદી જીવા | ,, |
| ૧ | ખવાસ જીવા માવા | ,, |
| ૧ | ખવાસ રામજી જેઠા | ,, |
| ૧ | દેશાઈ ઠાકરલાલ ગીરજાશંકર | ,, |
| ૧ | ઠાકરલાલ અમૃતલાલ | ,, |
| ૧ | ગાંધી કુબેરદાસ પરશોતમ | ,, |
| ૧ | વકીલ ભગવાનલાલ કસળચંદ | ,, |
| ૧ | મુલ્લામહુસેન જમાલભાઈ | ,, |
| ૧ | સોની ગોરધન ભીમા | ,, |
| ૧ | દોશી પુરશોતમ શામજી | ,, |
| ૧ | મોતીભાઈ સંભુપ્રસાદ | ,, |
| ૧ | માનશંકર લક્ષ્મિશંકર | ,, |
| ૧ | લક્ષ્મિપ્રસાદ હરીપ્રસાદ | ,, |
| ૧ | પ્રતાપરાય વજેશંકર | ,, |
| ૧ | કાછીયા ગીરધર કુબેર | ,, |
| ૧ | ગાંધી ગોકળદાસ રામજી | ,, |
| ૧ | મેહેતા નરોતમ કાનજી | ,, |
| ૧ | મેહેતા બળવંતરાય દાજીભાઈ | ,, |
| ૧ | ઠક્કર ભગવાનજી રઘુભાઈ | ,, |
| ૧ | ઠક્કર વનરાવન રઘુભાઈ | ,, |
| ૧ | ભાયાણી વનમાળી કેશવજી | ,, |
| ૧ | શેઠ ગંભીર ગુલાબચંદ | ,, |
| ૧ | શા હરજીવન પરશોતમ | ,, |
| ૧ | વજુભાઈ હિંમતભાઈ | સોનગઢ. |
| ૧ | દુર્ગાશંકર મેયાશંકર | ,, |
| ૧ | ઉદેશંકર મણીરાય | ,, |
| ૧ | ભુપતરાય હીંમતરામ | ,, |
| ૧ | અચરતલાલ મણીરામ | અમદાવાદ. |
| ૧ | શ્રી દુર્વ્યસન છેદક મંડળી | ,, |
| ૧ | જોશી લાલજી વાલજી | કોઠારા. |

| | | |
|---|---|---|
| ૧ | મેહેતા બાપાલાલ ભાઇલાલ | નડિયાદ. |
| ૧ | ભોળાનાથ રામનારાયણ | ,, |
| ૧ | નવનિધરાય નારાયણ | ,, |
| ૧ | છોટાલાલ દ્વારકાંદાસ | ,, |
| ૧ | વ્રજભુખણ ચુનીલાલ | ,, |
| ૧ | સત્યવાદી ડાહ્યાભાઈ છગનલાલ | ,, |
| ૧ | નાનાલાલ નરસિંરાય | ,, |
| ૧ | અંબાલાલ હરીશંકર | ,, |
| ૧ | જાદવજી મુળજી | જેતપુર. |
| ૧ | શા ફુલચંદ મોતીચંદ | ,, |
| ૧ | ચત્રભજ લખમીચંદ | ,, |
| ૧ | વકીલ સરીફ સુમાર | ,, |
| ૧ | તળસી હરખચંદ | ,, |
| ૧ | પરમાણંદ વશરામ | ,, |
| ૧ | મોનજી ભવાન | ,, |
| ૧ | મણીશંકર મોનજી | ,, |
| ૧ | રણછોડ રામશંકર | વસો. |
| ૧ | વિજલાલ વનમાળીદાસ | મુંબઈ. |
| ૧ | ભુખણદાસ રામદાસ | નવસારી. |
| ૧ | ત્રવાડી વિશ્વનાથ દેવશંકર | ભાવનગર. |

| | | |
|---|---|---|
| ૧ | રાવળ ખુશાલ ભાઈશંકર | લીલાપુર. |
| ૧ | ભરવાડ નારાયણ હામા | ,, |
| ૧ | જાની વેલજી જુઠા | ,, |
| ૧ | રાવળ સદાશિવ હરગોવિંદ | ,, |
| ૧ | શાહ માવજી વલુ | ,, |
| ૧ | રાવળ કરૂણાશંકર નરભેરામ | ,, |
| ૧ | દવે મુળશંકર અંબારામ | ,, |
| ૧ | સામી કલ્યાણપરી ગંગાપરી | ,, |
| ૧ | ઠા. લાલજી માલજી | ,, |
| ૧ | નેકનામદાર કુમારશ્રી દાદુભા | તેરા. |
| ૧ | રા૦ વિશ્વનાથ જેઠાલાલ | ,, |
| ૧ | દોસમામદ અલીઆણા | ,, |
| ૧ | રા૦ માણેકચંદ નાગજી | ,, |
| ૧ | રા૦ કેશવરામ ભાઈશંકર | ,, |
| ૧ | રા૦ હરિરામ દામજી | ,, |
| ૧ | મોરારજી ભાણજી | ,, |
| ૧ | શા જીવરાજ દેવજી | ,, |
| ૧ | રા૦ ગોવિંદ પુંજા | ,, |
| ૧ | બ્યાસ મયારામ વેજનાથ | ,, |
| ૧ | રા૦ ત્રીકમરાય ઉદેશંકર | વળા. |

૧ મ્યુનિસિપાલ લાઇબ્રેરી ,,
૧ હિરાલાલ કરૂણાશંકર વરધરી.
૧ ગાંધી નરોત્તમ હંસરાજ ભાવનગર.
૧ છગન કસ્તુર ,,
૧ દામોદર દીયાળ. ,,
૧ છોટાલાલ લખમણ ,,
૧ મુખડીઆ ભગવાન પુંજા ,,
૧ ઠક્કર વીરજી વાઘજી કોઠારા.
૧ શા. હરગોવનદાસ કેશવજી મુંબાઈ.
૧ શા. સુંદરજી વાગજી ભુજ.
૧ પરી. મનસુખરામ સલુભાઈ વીશનગર.
૧ કોઠારી ઝવેર ચત્રભજ ભાવનગર.
૧ પારેખ. જેરામ ત્રીકમજી ,,
૧ બક્ષી. નંદલાલ કેશવજી ,,
૧ પરમાનંદ બાલમુકુંદ ,,
૧ પટેલ. છોટા દેશાઈ ,,
૧ ગુંસાઈ હરદેવગર હીરાગર ,,
૧ દેશાઈ મુળજી માવજી પાલીતાણા.
૧ ઠક્કર જીવરાજ હરજીવન મુંબાઈ.
૧ હિરાલાલ વિદ્યારામ ચિણાવાડા.

૧ દ્વિવેદી રણછોડલાલ સેવકરામ ,,
૧ પંડ્યા કૃપાશંકર ગણપતરામ ,,
૧ હિરાલાલ વૃજલાલ ,,
૧ હરગોવિંદ ધીરજરામ ,,
૧ ભટ ગણપતરામ ગીરધરલાલ ,,
૧ છગનલાલ ગબલભાઈ ,,
૧ લજ્જારામ વિષ્ણુરામ ,,
૧ છગનલાલ ઝવેરભાઈ ,,
૧ મેહેતા પુરશોતમ હરિભાઈ ,,
૧ દલસુખ હરગોવિંદ ,,
૧ મેહેતા વૃજલાલ મોતીલાલ ,,
૧ શા માહાસુખ સબુરભાઈ ,,
૧ ભટ મોજીલાલ રણછોડ ,,
૧ ગોરજી પાસવિરજી ભગતીસુંદરજી તેરા.
૧ ગોરજી ચરૂં હીરાચંદ તારાચંદજી ,,
૧ ડા. ખેતસી ધારસી ,,
૧ ત્રવાડી હરજીવનદાસ કરશનજી ભીંગરાડ.
૧ ત્રવાડી રાજારામ ગોપાળજી ,,
૧ રણછોડજી ગોવિંદજી વસાવડ.
૧ પટેલ ઝવેર નથુ ભીંગરાડ.

| | | |
|---|---|---|
| ૧ | વિશ્વનાથ રૂગનાથ | ભીંગરાડ. |
| ૧ | ભગવાન ખોડા | ,, |
| ૧ | પટેલ લાખા જીવરાજ | ,, |
| ૧ | ખંડુભાઈ દયાળજી | સરભોણ. |
| ૧ | મેહેતા મોતીલાલ અનંતજી | બુચ માંગરોળ. |
| ૧ | મણીઆર આણંદજી મીઠા | ભાવનગર. |
| ૧ | મુળજી વજેરામ | લીંબીઆ. |
| ૧ | નોતમલાલ કેશુરચંદ | માંગરોળ. |
| ૧ | ગવરીશંકર રંગીલદાસ | પોરબંદર. |
| ૧ | મણીલાલ જગજીવન | બુચ માંગરોળ. |
| ૧ | નંદલાલ પરમાણંદદાસ | ઉમરાળા. |
| ૧ | ખુમાણ ગોલણ સુંધા | ગુંદરણ. |
| ૧ | પટેલ જમા નથુ | પાંચતલાવડા. |
| ૧ | પટેલ પાંચા નથુ | ,, |
| ૧ | વસંતરાય કાશીદાસ | સીહોર. |
| ૧ | મગનલાલ રવજી | ,, |
| ૧ | પટેલ માધવજી લાલજી | ,, |
| ૧ | મેહેતા દુલભરામ ત્રીકમજી | ,, |
| ૧ | નથુરામ રણછોડજી | ,, |
| ૧ | છોટમલાલ કરૂણાશંકર | ,, |
| ૧ | વકીલ નથુ હરખજી | ,, |
| ૧ | દવે જુઠા ગાંગા | ,, |
| ૧ | ભટ મુળશંકર ઘેલાભાઈ | ,, |
| ૧ | પરમાણંદ હરખજી | ,, |
| ૧ | મગનલાલ ત્રીકમજી | ,, |
| ૧ | કુબેર જેઠા | ,, |
| ૧ | રા૦ ગંગાશંકર જટાશંકર | ઉપલેટા. |
| ૧ | દોશી મુળજી મકનજી | ,, |
| ૧ | વલભજી વનમાળી | ,, |
| ૧ | જોશી પોપટ કાળીદાસ | ,, |
| ૧ | ભટ મંગળજી ભગવાનજી | ,, |
| ૧ | શેઠ ચત્રભજ ભાઇજી | ખાખીજાલીઆ. |
| ૧ | પંડ્યા વીરજી દયારામ | ,, |
| ૧ | છોટાલાલ ચતુરશી | સોજીત્રા. |
| ૧ | ભટ કાશીનાથ કરૂણાશંકર | ,, |
| ૧ | નાથાલાલ કેશવરામ | ,, |
| ૧ | મોતીભાઈ | ,, |
| ૧ | પટેલ પરશોતમભાઈ | ,, |
| ૧ | પરશોતમભાઈ ગોવિંદભાઈ | ,, |
| ૧ | દેશાઈ ડાહ્યાભાઈ દેશળભાઈ | ,, |

| | |
|---|---|
| ૧ કરૂણાશંકર વિદ્યારામ | ,, |
| ૧ પરી૦ અંબાલાલ જેઠાલાલ | ,, |
| ૧ પા૦ પરશોતમ શંકરભાઈ | ,, |
| ૧ પા૦ લલુભાઈ દાદાભાઈ | ,, |
| ૧ રામભાઈ મથુરભાઈ | ,, |
| ૧ હરિવલ્લવ શિવરામ | ,, |
| ૧ રા૦ ગવરીશંકર જેશંકર | માંડવા. |
| ૧ ઠક્કર હરખજી કરશન | વરતેજ. |
| ૧ દેશાઈ માણેકલાલ કીશોરદાસ | જંબુસર. |
| ૧ શેઠ જેકીસનદાસ કુબેરદાસ | ધરમપુર. |
| ૧ ખોડીદાસ દેવચંદ | ટંકારે. |
| ૧ ખત્રી ભીમજી ગોરધન | ,, |
| ૧ ઠા૦ વલભદાસ મુળચંદ | ,, |
| ૧ જીવણરામ ધીરજરામ | સંખેડા. |
| ૧ ઇચ્છારામ ગોપાળદાસ | ,, |
| ૧ રાવળ છોટાલાલ રણછોડ | લીમડી. |
| ૧ શુકલ ગીરજાશંકર પ્રભાશંકર | વઢવાણ. |
| ૧ ભટ ગૌરીશંકર વલભરામ | લીમડી. |
| ૧ ત્રવાડી વીરજી લાલજી | ,, |
| ૧ દવે રેવાશંકર કાશીરામ | ,, |

| | |
|---|---|
| ૧ શા મગન ઝવેર | ,, |
| ૧ શા ચાંપશી ગુલાબચંદ | ,, |
| ૧ શા મગન મોતી. | ,, |
| ૧ શા. મોહન ઉત્તમ | લીમડી. |
| ૧ મેહેતાજી નાગજી મોનજી | હડમતીઆ. |
| ૧ મેહેતાજી ગૌરીશંકર દેવશંકર | મોયાળા. |
| ૧ ઠા. મેઘજી કલ્યાણજી | ,, |
| ૧ મેતા રામજી રતનસી વકીલ | માંડવી. |
| ૧ પરસોતમ ઓધવજી | ભુજ. |
| ૧ રા. મુળજીભાઇ ચાંપસી | ,, |
| ૧ જગજીવન જીવણભાઇ | ,, |
| ૧ ઝાલા કેશવલાલ મોરલીધર | ,, |
| ૧ મેતા વલભજી વેલજી | ,, |
| ૧ ઠા. શામજી ખીમજી | કોટડી. |
| ૧ ઠા. હરી રામજી | ,, |
| ૧ રાજગર લાલજી મનજી | ,, |
| ૧ સારસ્વત દેવજી ભાણજી | ,, |
| ૧ વણીયા મનકજી રામજી | લાઠી. |
| ૧ ત્રવાડી ગોપાળ જીવા | ,, |
| ૧ સોની કાળા કરશન | ,, |

૧ મોતીલાલ માહેશ્વર　વાડાસડા.
૧ છોટાલાલ ગીલા　ભાવનગર.
૧ ગીરધર નાથા　,,
૧ મુળજી હરખજી　,,
૧ મગન બોઘા　,,
૧ દેવજી રામજી　,,
૧ દશરથલાલ ગંગારામ　પાટણ.
૧ ગીરધરલાલ મહિધર　,,
૧ ગીરધરરાય વૈકુંઠરાય　,,
૧ કૃષ્ણજી ભરતજી　,,
૧ વિષ્ણુપંથ પાંડુરંગ　,,
૧ રીડીંગ રૂમ　,,
૧ નથુજી ગોપાળજી　,,
૧ વિદ્યાશંકર કરૂણાશંકર　,,
૧ પ્રભુરાય વિન્યરાય　,,
૧ મનસુખલાલ હિરાચંદ　,,
૧ દરજી અમૃતલાલ ઊમેદ　,,
૧ કૃષ્ણવર લીલાધર　,,
૧ ભાળાશંકર પ્રાણશંકર　,,
૧ બારોટ મંગળશંકર　,,

૧ ગાંધી વલભજી વિ. રામજી　અંજાર.
૧ શેઠ સોરાબજી મેરવાનજી　છોટાઉદેપુર.
૧ વીઠલરાવ ગણપતરાવ　,,
૧ દલપતરામ લક્ષ્મીરામ　,,
૧ જીવરામ કેવલ　,,
૧ રામલાલ છોટમલાલ　પાટણ.
૧ માધવચંદ હીરાચંદ　,,
૧ વિશ્રચંદ જીવચંદ　,,
૧ ઈશ્વરલાલ મહિપતલાલ　,,
૧ શામળ ઉમેદવાર　,,
૧ ભાઇચંદ આલમદાસ　,,
૧ આલમ લાલા　,,
૧ નથુ ગોવીંદરામ　,,
૧ નગીનદાસ ટોકરશી　,,
૧ માધવરાય વિશ્રરામ　,,
૧ કેશવજી લેહેરાભાઈ　કવેટા.
૧ ચિકાણી જીવરાજ વિ. ભવાન ધ્રાંગધરા.
૧ ચિકાણી કેશવલાલ વિ. પ્રાગજી　,,
૧ વિશ્વનાથ વીઠલજી　જીંગરાડ.
૧ ભગવાન નરસી　,,

| | | |
|---|---|---|
| ૧ | નથુ ધરમશી | ,, |
| ૧ | આનંદરાવ હિમતરાવ | ઉમરડા. |
| ૧ | મોહનજી રતનજી | સરલા. |
| ૧ | છગનલાલ મહાદેવ | ,, |
| ૧ | મોહનલાલ ઠાકરશી | ધ્રાંગધ્રા. |
| ૧ | ઉમેદચંદ રૂપચંદ | સરલા. |
| ૧ | વેલસી ચતુર | ,, |
| ૧ | ડાયા કાનજી | ,, |
| ૧ | મોહન કેશવજી | ,, |
| ૧ | પ્રેમચંદ ગોપાળ | ,, |
| ૧ | વોરા જગજીવન જીવા | કાંત્રોડી. |
| ૧ | રાવળ ડાહ્યા ગોવનજી | સરલા. |
| ૧ | પટેલ કેશવજી જેરાજ | ,, |
| ૧ | મેહેતા ગીરધર કેશવલાલ | ગઢડા. |
| ૧ | રેવાશંકર ગવરીશંકર | ,, |
| ૧ | રામપ્રસાદ કૃપાશંકર | ,, |
| ૧ | દેવશંકર આણંદજી | ,, |
| ૧ | દયાળજી ડાહ્યાભાઈ | ,, |
| ૧ | છગન ગીગા | ,, |
| ૧ | દેવજી શામજી | ,, |

| | | |
|---|---|---|
| ૧ | છગનલાલ મંરધરલાલ | ,, |
| ૧ | ઠક્કર કાળીદાસ શવજી | ,, |
| ૧ | ઠક્કર ગીગા રામજી | ,, |
| ૧ | વલભ જીવરાજ | ,, |
| ૧ | પારેખ છોટમલાલ મુળજી | ,, |
| ૧ | વીરજી વિ. ટોપણ | ,, |
| ૧ | લાલજી કરશનજી | ,, |
| ૧ | પ્રાણજીવન રણછોડ | ,, |
| ૧ | માણેકલાલ ભાઈશંકર | ભાવનગર. |
| ૧ | પંડીત વનમાળી જીભાઈ | રંઘોળા. |
| ૧ | પંડીત બેચર કુલજરામ | ,, |
| ૧ | પંડીત જાદવજી શામજી | ,, |
| ૧ | ઠક્કર હરજીવન મહાવજી | ,, |
| ૧ | બાવા મોહનદાસ લખ્મીરામ | ,, |
| ૧ | શા. છગનલાલ સુંદરજી | ,, |
| ૧ | તુળજારામ રણછોડ | માતાનો મઢ. |
| ૧ | જડુરામ મંગળજી | નળીઆ. |
| ૧ | ગીરધર પીતાંબર | ભાવનગર. |
| ૧ | કાછીઆ પરભુ રગનાથ | ,, |
| ૧ | પટેલ ભકોર જીવા | ,, |

| | |
|---|---|
| ૧ પટેલ મથુર ગલુ | ,, |
| ૧ રાવળ ઉમાઆશંકર રામકૃષ્ણ | મરમડ. |
| ૧ શા હરિ નાગરદાસ | ધ્રાંગધરા. |
| ૧ શા. પોપટ ઝવેર | ,, |
| ૧ શા. મોહન ખુશાલ | ,, |
| ૧ દવે તળસી રામજી | ,, |
| ૧ શા. પ્રેમચંદ દીપચંદ | ,, |
| ૧ ઠા. ત્રીકમજી લવજી | રાજકોટ. |
| ૧ જાની ત્રંબક મુળશંકર | ધ્રાંગધરા. |
| ૧ રાવળ કલ્યાણજી રઘુરામ | ,, |
| ૧ શા. રામજી ચાંપસી | ,, |
| ૧ શા. અમુલખ બેચર | ,, |
| ૧ વ્હોરા મામુદઅલી રાજભાઈ | ,, |
| ૧ સુતાર છગન બેચર | ,, |
| ૧ વાણંદ ચના ભુદર | ,, |
| ૧ વોરા કસળચંદ મોતીચંદ | ,, |
| ૧ મેહેતાં. સોમચંદ ખુશાલ | ,, |
| ૧ સોની. લીલાધર ભોવા | ,, |
| ૧ મેતા. તળશી ડુંગર | ,, |
| ૧ મેતા. દેવસી જેઠા | ,, |

| | |
|---|---|
| ૧ મેતા. ત્રીભોવન લધુ | ,, |
| ૧ શા. કાળીદાસ દેવચંદ | ,, |
| ૧ ભટ. કેશવલાલ રેવાશંકર | ,, |
| ૧ પુરૂશોતમ નરસીદાસ | ભાવનગર |
| ૧ મગનલલ કશનજી | બોટાદ. |
| ૧ શંઘજી વિ. દામોદર | ,, |
| ૧ પારેખ. રઘનાથ વિ. મુળચંદ | ,, |
| ૧ જમનાદાસ બાંકા | ,, |
| ૧ દાકતર પીતાંબર બેચર | ,, |
| ૧ નૌતમરામ પ્રભારામ | ,, |
| ૧ શામળદાસ પુરૂશોતમદાસ | લાઠીદડ |
| ૧ વજેશંકર પ્રભાશંકર | રોહીસાળા |
| ૧ પનજી મોરારજી | કારીઆણી |
| ૧ ગીરધરલાલ ફુલજી | લાખેણા. |
| ૧ વૈકુંઠરામ નારણજી. વકીલ | અબડાશા. |
| ૧ જાની. ખીમજી વાઘજી | ,, |
| ૧ રેવાશંકર અંબારામ | ,, |
| ૧ ઠાકર ફુલભરામ માણેકજી | ,, |
| ૧ જાની લક્ષ્મિદાસ વાશરામ | નળીઆ |
| ૧ જોશી. લવજી લક્ષ્મિદાસ | અબડાસા |

| | | |
|---|---|---|
| ૧ | ભણશાલી. જીવન દેવજી | ,, |
| ૧ | ભટ. હરજીવન વેણીરામ | નળીઆ |
| ૧ | ઠા. શીવજી વિ. મુળજી | બીટા. |
| ૧ | પટેલ. હીરજી રતનસી | ,, |
| ૧ | સોની. ભવાન અરજણ | મોથાળા. |
| ૧ | કોઠારી. માધવજી ચંદા | ,, |
| ૧ | કોઠારી. વલભજી બેચર | બીટા. |
| ૧ | પા. વનમાળી અંદરજી | મહુવા. |
| ૧ | મેહેતા. મનમોહન કમળશી | ,, |
| ૧ | ખોજા. રેમતઅલી વાલજી | ,, |
| ૧ | ખોજા. જાનમમદ જીવરાજ | વાઘનગર. |
| ૧ | ખોજા. સાલેમામદ પદમશી | ,, |
| ૧ | પાનાચંદ હીરાચંદ મેહેતાજી | ઢળીઆ. |
| ૧ | સુંદરજી ચત્રભજ | મહુવા. |
| ૧ | હરિશંકર રામશંકર | ,, |
| ૧ | ખોજા. કાનજી દામજી | ,, |
| ૧ | ગીરધર નથુ | ,, |
| ૧ | મોદી. ચત્રભજ ઘેલાભાઈ | ,, |
| ૧ | છોટાલાલ દુલભ | દેણું. |
| ૧ | ગોરધન લાલજી | ,, |
| ૧ | સોની લાલજી ભાણજી | ભાવનગર. |
| ૧ | ગવરીશંકર લક્ષ્મિરામ | ધંધુકા. |
| ૧ | ઇશ્વર જેશંકર | મહુવા. |
| ૧ | ખોજા. નાનજી મામદ | ,, |
| ૧ | સુતાર પ્રેમજી કલ્યાણજી | ,, |
| ૧ | ત્રવાડી. માહાશંકર જુઠા | ,, |
| ૧ | તારાચંદ દયાળ | ,, |
| ૧ | વલભદાસ કરશનદાસ | ,, |
| ૧ | રવીશંકર અંબાશંકર | ,, |
| ૧ | મેતા. છગનલાલ ઠાકરશી | ,, |
| ૧ | મુનસી. નજમુદીન માહમદ ઇસમાઇલ. | |
| ૧ | મેતા ગંગાશંકર ભવાનીશંકર | ,, |
| ૧ | પારેખ ભગવાનદાસ દુલભદાસ | મહુવા. |
| ૧ | નાનજી ઝાલાભાઈ | ,, |
| ૧ | મેહેતા. કૃપાશંકર સુખરામ | લીમડા. |
| ૧ | કુંવરશ્રી ગોવિંદસિંહ પ્રતાપસિંહજી | ,, |
| ૧ | કુંવરશ્રીભવાનસિંહજી પ્રતાપસિંહજી | ,, |
| ૧ | કામદાર. રામકૃષ્ણ હરજીવન | ,, |